A

# DIGEST OF LOCAL CUSTOMS

IN THE

# PROVINCE OF CUTCH

RELATING TO

# TRADE AND GIRAS.

---

PUBLISHED UNDER THE ORDERS OF

HIS HIGHNESS MAHA RAJA DHIRAJ MIRZA
MAHA RAO SHRI KHENGARJEE,

SAVAI BAHADUR, RAO OF KUTCH.

---

Bombay:
PRINTED AT THE
EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.

SAMVAT 1941—A.D. 1885.

કચ્છ

# દેશ સીરસ્તા સંગ્રહ.

(વ્યાપાર તથા ગીરાસ).

નામદાર

## મહારાજાધિરાજ મિરજાં મહા રાવ
## શ્રી ખેંગારજી, સવાઈ બહાદુર,

માલીક મુલ્ક કચ્છ,

એમના હુકમથી

છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યો.

---

મુંબઈમધ્યે:
એજ્યુકેશન સોસાઈટીના છાપખાનામાં છાપ્યો છે.

સંવત ૧૯૪૧ વિક્રમાર્કીત.

સને ૧૮૮૫.

# INTRODUCTION.

---

The following pages contain a collection of the local customs of the Province of Cutch in regard to trade and giras,—two important subjects, which frequently come for discussion before Civil Courts in the administration of Justice. Such a Compilation was considered desirable, as a help in satisfactorily settling matters in litigation, the right solution of which depended on local usages and customs. The Compilation is arranged under the following heads:—

1. General Rules observed in mercantile transactions.
2. Rules regarding payment of money in mercantile transactions.
3. Brokerage.
4. Weights and Measures.
5. Sales of Commodities.
6. Principal and Agent.
7. Commission Agents.
8. Partnership.
9. Hoondies (Bills of exchange).
10. Insurance.

11-12. *Shipping.*

13-14. Bailment.

15. Bankruptcy.

16. Money lending.

17. Security.

18. Mortgage.

19. Sale of Immovable Property.

20. Conditional Sales.

21. Giras.

22. Documents generally.

MANIBHAI JASBHAI,

Dewan of Cutch.

*Cutch Dewan's Office,*
*Bhuj, 3rd March* 1885

## પ્રસ્તાવના.

---

કચ્છ દેશમાં વ્યવહારિક કામમાં ચાલતા રીવાજો એકઠા કરવાના કામની ઉત્પત્તિ શીરીતિ થઈ તે નીચેના ઠરાવ ઉપરથી જાણવામાં આવશે:—

"ઠરાવ

**નંબર ૪૫૪૫.**

આ દેશમાં તકરારોના નિકાલ કરવામાં દેશશિરસ્તા પ્રમાણે ઘણુંકરી રીવાજ ચાલેછે, પણ દેશશિરસ્તો લખિત ન હોતાં અમુક શિરસ્તો ચાલેછે કે નહીં, એ વીશે ઘણીવાર તકરાર પડેછે. ચાલતી તકરારે શિરસ્તા વીશે પુરાવો લેવામાં આવેછે ત્યારે લાગતા વળગતા પક્ષકારોની વગ સાક્ષીઓને પોહોચેછે ને ગુંચવારો થઈ પડેછે.

માટે સરસ રસ્તો એ જણાયછે કે અનુભવી ગ્રહસ્થોની કમિટી મુકરર કરી તેમની મારફત વ્યવહારિક કામમાં ઊપયોગી પડે એવા તમામ રીવાજો વિશે તપાસ કરાવી હકીકત એકઠી કરાવવી, અને અગરજો રીજન્સી કૌન્સીલને એ નિયમો પસંદ પડે તો એ નિયમો છપાવી પ્રગટ કરવા. આ કામ માટે નીચે મુજબ કમિટી મુકરર કરવામાં આવેછે:—

**ખાનસાહેબ જમસેદજી અરદેસર દલાલ, એમ. એ., એલ. એલ. બી., નાયબ દીવાન તથા ડીવીઝનલ જાડેજા કોર્ટના પ્રેસીડેન્ટ... પ્રમુખ.**

**રા. નાગજી ચાંપસી ..........................** } મેમ્બર.
**રા. સોમજી ભાઈ વલ્લભજી ..................** }

કમિટીના કામ માટે કારકુન વિગેરે જે નીમનોક જોઈએ તે કમિટી તરફથી રિપોર્ટ આવે મુનાસબ થશે. આ વિશે કમિટીના પ્રમુખ ખાનસાહેબ જમસેદજી તરફ અંગ્રેજી લખાણ પણ કરવામાં આવ્યું છે.

ફાગણ વદ ૪, સંવત ૧૯૩૪.

મણીભાઈ જસભાઈ,
દીવાન, કચ્છ."

મજકૂર ઠરાવ પ્રસિદ્ધ કરતાં સરવ ખાતાના અધિકારીયો તથા સરવ લોકોને ફરમાવવામાં આવેછે કે કમિટી તરફથી વખતે વખતે જે જે હકીકત મંગાવે તે તરત મોકલવી અને હરેક રીતે કમિટીના કામમાં જોઇતી મદદ આપવી.

સંવત ૧૯૩૮ ના ફાગણ વદ ૪.

મણીભાઈ જસભાઈ,
**દીવાન, કચ્છ.**

બીજી બાબતો કરતાં આ દેશમાં વ્યાપાર ને ગરાસ સંબંધી ઘણી તકરારો ઉત્પન્ન થાયછે અને તે બાબતો વિશેષ ઉપયોગની તેથી એ વિષયને લગતી હકીકત પ્રથમ એકઠી કરવા કમિટીને સૂચના આપવામાં આવી હતી. કમિ-ટીએ આ વિષયો ઉપર કેટલાક સવાલ પ્રથમ ઘડી કહાડયા અને કોરટોમાં ફેસલ થએલા મુકદમા તથા બીજા દરબારી કાગળો જેમાંથી એ બાબતો વિશે હકીકત મળી શકે તે મેળવી. ભુજ મધ્યેના માહીતગાર વ્યાપારીઓ તથા બીજા લોકોથી પણ માહીતી લીધી, દરમિયાનમાં કમિટીના પ્રેસિડેન્ટ ખાનસાહેબ જમસેદજીનું કચ્છમાંથી જવું થતા બાકીના બે મેમ્બરો માંડવી, મુનરા તથા અંજાર ગયા ને ત્યાંથી પણ તપાસકરી જે જે હકીકત મળી શકે તે મેળવી.

ત્યારપછી એ સઘળી હકીકત એકઠી કરી મારા રૂબરૂ રજુ કરતાં તે લક્ષમાં લઈ મેમ્બરો સાથે વિચાર કરવામાં આવ્યો. એ સઘળી હકીકત આ સાથેના બાવીસ પ્રકરણમાં સમાવી છે.

આ બાવીસ પ્રકરણ અરધ હાસીઆ ઉપર છપાવવામાં આવ્યાં છે, તે એવા ઇરાદાથી કે તેની નકલો કચ્છ મધ્યેના અનુભવી દરબારી અમલદારો, વેપારીઓ, તથા બીજા ગૃહસ્થો, તેમજ મુંબઈ વિગેરે બાહર ગામે રેહેનાર અનુભવી કચ્છી ગૃહસ્થો, જેઓ આવી બાબતમાં ઉપયોગી અભિપ્રાય અને સૂચના આપી શકે તેમને મોકલવી. આ સરવ અભિપ્રાય આવેથી નામદાર રીજન્સી કૌન્સીલમાં પુખ્ત વિચાર થઈ ઘટીત ફેરફાર સાથે આ પ્રકરણો રીતસર પસાર થએલા કાયદા તરીકે નહી પણ માત્ર એક સાધારણ પુસ્તક તરીકે પ્રસિદ્ધ કરવામાં આવશે.

સંવત ૧૯૩૯ ના ભાદરવા વદ ૨.

મણીભાઈ, જસભાઈ,
**દીવાન, કચ્છ.**

ઊપર લખ્યાપ્રમાણે પુસ્તક છપાવી તેની નકલો પણ ઘણા ગૃહસ્થોમાં વેહેંચવામાં આવી હતી. પણ તે ઊપર ટીકા કે સૂચના ઘણા થોડા ગૃહસ્થોએ લખી મોકલી હતી.

તથાપી આ સંગ્રહ ન્યાય કોર્ટનાં કામમાં ઊપયોગી માલુમ પડયો. ને તે પુસ્તકની પ્રતો તમામ ખપી જવાથી વધારે માટે માગણી થવા માંડી.

નવી આવૃતી સુધારા સહીત છાપવી એવા વિચારથી નામદાર મહારાજાધિરાજ મિરજાં મહારાઓ શ્રી ખેંગારજી સવાઈ બહાદુર એમના હુકુમથી ગયા અકટોબર માસમાં વાકેફગાર વકીલો અને બીજા ગૃહસ્થોની એક કમિટી અમારી દેખરેખ નીચે નીમાઈ અને કમિટીની સહાયતાથી છપાયલી આવૃતીમાં ઘટીત સુધારો કરવામાં આવ્યો; અને નામદાર મહારાજાસાહેબની આજ્ઞાથી એ સુધારા સહીત આ સંગ્રહનું પુસ્તક પ્રગટ કરવામાં આવેછે.

કાયદાતરીકે આ સંગ્રહ ગણવાનો હેતુ નથી, તે માત્ર સાધારણ પુસ્તક તરીકે ગણાશે. આ વાત સર્વેના ધ્યાનમાં રેહેવા માટે અંહી ફરીથી દર્શાવવામ આવેછે.

કચ્છ દીવાન ઓફીસ.
ન્યાયખાતું.
સંવત ૧૯૪૧ ના ફાગણવદ ૩ બુધવાર.
તારીખ ૩ જી મારચ સને ૧૮૮૫.

મણીભાઈ જસભાઈ,
**દીવાન, કચ્છ.**

# મેહેરબાન રા. રા. દીવાનજી સાહેબ મણીભાઈ જસભાઈની જનાબમાં.

સાહેબ—

વેપાર અને ગરાસ વિગેરે વ્યવહારને ઉપયોગી આ દેશમાં ચાલતા ધારા એકઠા કરવા આપનો હુકમ થવાથી અમે તેને લગતા કેટલાક સવાલો ઘડી કહાડ્યા, અને તે સંબંધી પેહેલાં ભુજમાં અને પછી માંડવી, મુનરા, અને અંજાર એ શેહેરો જે કચ્છમાં મોહોટાં ગણાય છે ત્યાં અનુક્રમે જઈ કમિટીઓ મેળવતાં વ્યવહારમાં અનુભવી લોકો મળી આવ્યા તેઓને પુછવાથી તથા ટુંક મુદતમાં દફતર જોવામાં આવ્યું તે ઉપરથી જે કાંઈ ધારા માલમ પડ્યા તે નીચે લખ્યા બાવીસ પ્રકરણોમાં ગોઠવવામાં આવ્યાછે:—

૧. વેપારના સાધારણ નિયમો અને કેટલીક જાણવા જોગ બાબતો.
૨. શેહેરોમાં વેચાણ માલના પૈસા આપવાના ચાલતા રીવાજો.
૩. દલાલી.
૪. તોલ ભરપ.
૫. સાટાં બાબત.
૬. મુખ્ય (શેઠ) અને મુનીમ વીશે.
૭. ભલામણીઆ બાબત.
૮. પંતીઆણું.
૯. હુંડી.
૧૦. જોખમ ઉતારવા વીશે.
૧૧. વહાણમાં માલ મોકલનારા માલધણીઓ, વહાણધણીઓ અને વહાણ કોઠે લેનાર અથવા નુર બાંધી લેનારની પરસ્પરે જવાબદારી વીશે.
૧૨. વહાણ ભાડે લેવાદેવા વીશે.
૧૩. સોંપવું.
૧૪. ભાડાં વીશે.
૧૫. દીવાળું.
૧૬. અંગ ઉધાર લેણદેણ.
૧૭. જામીન.
૧૮. ઠામસર લેવદેવ વીશે.
૧૯. સ્થાવર મિલકતના અઘાટ વેચાણ વીશે.
૨૦. અવધ અઘાટ અથવા અવધ વેચાણ બાબત.
૨૧. ગરાસને લગતા શબ્દોની વ્યાખ્યા તથા સાધારણ સમજાણ.
૨૨. દસ્તાવેજ બાબત.

એ બાવીસ પ્રકરણમાં બતાવેલા ધારામાં કેટલાંક મોટાં ધોરણો છે, જે આ દેશને એક સરખી રીતે લાગુ પડેછે અને બાકીનાં તેવી રીતનાં કહી શકાતાં

નથી તોપણ એથી કેટલીએક બાબતો જે લોકોના વ્યવહારમાં ચાલુ આવેછે તે વીશેની સાધારણ રીતો માલુમ પડેછે તથા વ્યવહારમાં ઉપજતા વીકારો સંબંધી સીરસ્તા વિશે સારાસાર બુધ્ધિથી લોકોના કેવા અભિપ્રાય થાયછે તે જણાઈ આવેછે. એ અભિપ્રાયો ઘણુંકરી સર્વ બાબતોમાં બધા લોકોના એકજ છે અને કોઈ બાબતમાં એકથી વધારે અભિપ્રાયો જણાયછે તે પણ સર્વે લખી બતાવેલા છે.

ગોઠવેલાં બાવીસ પ્રકરણો આ સાથે રજુ કરેલાં છે અને તે વીશે અરજ કરવાની એ છે કે, આથી આગળ આ દેશના ધારા લખાણમાં આવેલા નથી તેથી આ પેહેલુંજ પ્રયત્ન છે, વાસ્તે કાંઈ ચુક હોય તો તે સુધારવા તથા કોઈ બાબત રહી ગઈ હોય તે વધારવા આપ મુખત્યાર છો.

સંવત ૧૯૩૫ ના વૈશાખ સુદ ૩,

**નાનજી ચાંપસી.**

**સોમજી વલભજી.**

# અનુક્રમણિકા.

# प्रकरण १ लुं.

## વેપારના સાધારણ નિયમો અને તેસંબંધી કેટલીક જાણવાજોગ બાબતો.

૧. વેપારની લેવડદેવડમાં ઘણું કરી દસ્તાવેજ થવાની ચાલ નથી. વેપારી જે કાંઈ વેપાર કરેછે તેની રકમો પોતાના નામામાં રીતાસર માંડેછે.

૨. વેપારની લેવડદેવડમાં વ્યાજ ઠેરાવવાની ચાલ નથી બાકી વેચાણ લેનાર અને દેનાર વચ્ચે હમેશથી વ્યાજ વરતી લેવાદેવાનો વહીવટ ચાલેલો હોય તો તે પ્રમાણે તેઓ પરસ્પર લે દે છે.

૩. નવે વર્ષે બાકી ખેંચવામાં આવે ત્યારે કેટલાક વેપારી મુદ્દલ સાથે વ્યાજ મેળવેછે અને કેટલાક ધણી બે હજુર ખાતું ચોખ્ખુ કરેછે ત્યારે વ્યાજ સરાર ગણેછે. જે વેપારી દર વર્ષે વ્યાજ માંડી વાળેછે તેને પણ ધણી બે હજુર ખાતું ચોખ્ખું ન થયું હોય તો ચક્રવૃદ્ધિ વ્યાજ મળતું નથી.

૪. કેટલાક વેપારીઓ આવરો, ખાતાંવહી, રોકડવહી, જાંગડવહી અને હાથવહી, એ પ્રમાણે પાંચ ચોપડા રાખેછે ને કેટલાક રોકડ તથા જાંગડ એ બેની એક વહી અને બીજી બેઠીખાતાવહી એમ બે ચોપડા રાખેછે. હુંડી આવે તથા લખાય તે જાંગડવહીમાં નોંધેછે, અથવા પરબારી આવરે ચડાવેછે, અને જેના બે ચોપડા હોય તે રોકડ તથા જાંગડના ચોપડામાં હુંડી માંડેછે. ચીઠીવહી કે વ્યાજવહી રાખવાનો સાધારણ રીવાજ નથી. થોડાજ જણ રાખેછે.

૫. માલ વેચાણ થયા પછી લેનાર ધણી લેવાની ના કહે અથવા વેચાણ આપનાર વેચવાની ના કહે તો ઈનકાર કરનાર તરફ ભાવ ફેરની જવાબદારી સામા ધણીની રહેછે.

૬. વેચાણ કરેલો જે માલ ખુલ્લો ભરી તોળી દેવામાં આવેછે તે લેનાર ધણી લેઈ પોતાને ઘેર ગયો એટલે પાછો લેવા રીવાજ નથી; પણ જે માલ ઘડબંધ હોય જેવા કે કાપડ તથા રેશમના તાકા તેમાં કાંઈ ડામેજ નીકળે કે વાનકી અથવા નમુના કરતાં ફેરફાર જેવું માલમ પડે અને તે બે દીવસની અંદર વેચનારને લેનાર બતાવે તો વેચનારે તે માલ બદલાવી દેવો જોઈએ; પણ જો તેથી વધારે મુદત લાવેતો બદલાવી દેવો કે ન દેવો એ વેચનારની મરજી ઉપર મોકુફછે. એ વીશે બીજો મત એવો છે કે, બે દીવસની નીમેલી મુદત નથી. બાકી એ માલના પઈસા જ્યાં સુધી વેચનારને અપાયા ન હોય ત્યાં સુધીમાં તે માલ વેચાણ લેનાર પાછો આપે તો વેચનારે બદલાવી દેવો જોઈએ.

૭. જો વાનકી અથવા નમુના પ્રમાણે માલ ન હોય તો જે ભાવે વેચાણ થયું હોય તે ભાવ અને એ જાતની હલકી કિમતના માલના ભાવ વચે તફાવત હોય તે ભાવ ફેર પ્રમાણે વેચાણ લેનાર વેચનાર પાસેથી નુકશાની વરતી લેછે. જો તેઓની વચે સમજુતી થાય તો તે વેચાણ રદ પણ થાયછે. માલમાં ઓગણીસા વીસા ફેરથી ભાવ ફેર વરતાતો નથી, તથા વેચાણ રદ થતું નથી.

૮. કોઈ સાક્સ માલ વેચાતો લેવો કર્યા પછી લેવા ન આવે તો વેચનારે તેને માલ લઈ જવાની એક વખત ચેતવણી આપવી જોઈએ તે છતાં પણ લેવા ન આવે તો વેચનાર તે માલ તેનો થકો પીઠે વેચી કહાડે તેમાં તોટો જાય તેટલો ખરીદ કરનાર પાસેથી તે વરતી લઈ શકે ને તેમાં વધારો થાય તો તેને વરતી આપવો જોઈએ.

૯. માલનું વેચાણ થતી વખતે વેચનાર સાથે તે માલ અમુક જગ્યાએ પહોંચતો કરવાનો કરાર હોય તો તે જગ્યાએ સદરહુ માલ પહોચતાં સુધી તે માલને રસ્તામાં જોખમ લાગે તેની જવાબદારી માલ વેચનાર ઉપર છે. પણ જો તેવો કરાર ન હોય તો ભરી તોળી લીધા પછી ખરીદ કરનાર ઉપર તેનો જોખમ રહેછે.

૧૦. માલનું વેચાણ સહી થયું પણ તે ભરી તોળી લેવા સુધી વખારની કુંચી માલધણીને ઘેર હોય અને તેનાં નાણાં માલ લેનારે

ચૂકવ્યાં ન હોય તો કદાચ ભરવા તોળવામાં માલ ખરીદ કરનારના તરફથી ઢીલ થઈ હોય તો પણ તેના દરમિયાન એ માલ ચોરાઇ અથવા બળી કે જાનવરના બગાડથી ખવાઈ જાય તો તે વેચનાર ધણીનો જાય, ખરીદનાર ઉપર તેનો જોખમ પડે નહીં; બાકી એવી રીતનો જોખમ ખરીદનારે પોતે સરગરી માલધણીને લખી દીધું હોય તો તેની કજા તેને શિર રહેછે; પણ જો સહી થએલો માલ કબજાવાલે યોગ્ય સંભાળ રાખ્યાછતાં વરસાદથી ભીંજાવા વગેરે કારણથી ડામેજ થાય અને તે કૃત્ય લેનારનાં ભરી તોળી લેવાના ઢીલના દિવસોમાં થયું હોય તો જેવો માલ હોય તેવો માલ વેચાણ લેનારે ભરી તોળી લેવો પડેછે. બીજો મત એવો છે કે ડામેજ માલ થાય તો લેનાર ભરી તોળી લે નહીં, વેચનારે સારો માલ દેવો જોઈએ. ત્રીજો મત રસકસના વેપારીઓનો એવો છે કે જ્યાં સુધી ખરીદેલા દાગીના ઉપરનાં આંક વેચાણ લેનાર ઉતારી ગયો ન હોય ત્યાં સુધી માલ ડામેજ થાય તો વેચાણ લેનાર તેવો માલ તોળી લે નહીં; પણ જો દાગીના ઉપરના આંક ઉતારી ગયાપછી તે માલ ડામેજ થયો હોય તો તોળી લેછે.

૧૧. માલનું વેચાણ રોકડે સહી થયું અને તે માલ ભરવા અથવા તોળવા પછી તરતજ લેનારમાં માલધણીને શક આવતાં પૈસા આપ્યા પછી માલ ઉપાડવાનું તે તેને કહે, અને લેનારથી તે વખત પૈસા ન અપાય તો વેચનાર પોતાના પૈસા વસુલ થવા સારૂ માલ રોકી શકેછે; પણ રોકેલા માલની ચોરી થાય કે દૈવકૃત્યથી તેનો નાશ થાય તો તેની જવાબદારી રોકનારને શીર રહેછે. બાકી તે માલ કબજાવાળાએ યોગ્ય શંભાળ રાખ્યા છતાં વરસાદથી ભીંજાય, અથવા એવાજ બીજા કારણથી ડામેજ થાય, તો તે માલ જેવો હોય તેવો ખરીદકરનારને લેવો પડેછે. કદાચ તે લેવા ન આવે અને માલધણીની મરજી હોય તો તે વેચાણ રદ થાય, અથવા તેના ભાવ ફેરની નુકશાનીનો દાવો ખરીદ કરનાર ઉપર તે કરી શકે. બીજો મત એવો છે કે, વેચનાર પૈસાસારૂ માલ રોકે ને લેનાર એમ કહે કે મારાથી પૈસા તરત આપી શકાશે નહીં તો વેચાણ રદ થાય; પણ જો

લેનારે એવો ચોખ્ખો જવાબ આપ્યો ન હોયતો પાંચ સાત રોજ સુધી માલધણી તેનો રસ્તો જુએછે, દરમિયાન માલને કજા લાગે કે બીના ખાધ થાય તો તેનો જવાબદાર રોકનાર માલધણી થાયછે, અને તે મુદત સુધી પણ વેચાણ લેનાર પૈસા દેવા ન આવે તો તે માલ ઉપર તેનો દાવો રહેતો નથી.

૧૨. માલ ખરીદ કરનાર માલ ભરી તોળી લઈ તેના પૈસા ચૂકવ્યા પછી તે માલ ઉપાડવામાં ઢીલ કરે ને તે ઢીલના દિવસોમાં તે માલને જોખમ લાગે તો તેનો જવાબદાર વેચનાર થતો નથી. વેચાણ લેનારને શીરે તેનો જોખમ રહેછે.

૧૩. માલના વેચાણ વખત વેચનારે કપટ બુદ્ધીથી ખોટું વર્ણન કર્યું હોય અથવા ખરી વાત છુપાવી હોય ને ખરીદનારે વેચનાર ઉપર વિશ્વાસ રાખી તે માલ વેચાણ લીધો હોય તો વેચનારનું બોલવું ખોટું પડ્યાથી તે વેચાણ રદ થાયછે. તથા તે માલ વેચનારે પાછો લેવો પડેછે, અને વેચનારે ખરીદનાર પાસેથી તે માલના પૈસા લીધા હોય તો તે ખરીદનારને પાછા આપવા પડેછે.

૧૪. કોઈપણ વસ્તુ વેચાતી વખત વેચનારે તે વસ્તુની કીમતથી અતીશય વધારે કિંમત કહી હોય અથવા એક જાતનો માલ કહી બીજી હલકી જાતનો માલ આપ્યો હોય અને ખરીદકરનાર બજાર ભાવથી અવાકફ હોય, તથા માલ ઓળખી શકે તેવો ન હોવાથી વેચનારના ભરોસા ઉપર તેણે તે ખરીદ કરેલો હોય ને પાછળથી વેચનારના કપટની વાત જાહેર થાય તો તે વેચાણ રદ થાયછે, અને વેચનાર ફોજદારી ગુન્હાને લાયક ગણાયછે.

૧૫. જે વાત વેચાણ લેનારને માલમ થવા સરખી એટલે તે જાણી શકે તેવી છે, તેવી વાતના વેચાણમાં અગર વેચાણ લેનાર પાસે વેચનારે ખોટું વર્ણન કર્યું હોય તોપણ તે વેચાણ રદ થતું નથી, કેમકે વેચાણ લેનાર જોઈ તપાસી લેછે. પણ જો વેચનારે ઉપરનો દેખીતો ભાગ સારો બતાવી અંદર કપટ કર્યું હોય તો તે વેચાણ રદ થાયછે ને વળી વેચનાર ફોજદારી ગુન્હાને પણ લાયક થાયછે.

૧૬. માલના જથામાંથી કાંઈ માલ વેચાતો આપવાની બોલી

કરી હોય તોપણ જ્યાંહાંસુધી તે માલ તેમાંથી જૂદો કરાય નહીં ત્યાંહાંસુધી વેચાણ લેનારની માલીકી તે ઉપર થતી નથી; પરંતુ તેમાંથી લેવાનું હક ઉત્પન્ન થાયછે.

૧૭. વેચાણ લેનારને વેચનારે પોતાની સમક્ષજ માલ આપવાની જરૂર છે એમ નથી. વેચાણ લેનારને તે માલ ભરી તાળાં આપ્યા પછી જે વખારમાં રાખ્યો હોય તે વખારની કુંચી આપ્યાથી, અથવા ત્રાયત ઉપર વેચાણ માલ તેને આપવાની ચીઠી લખી આપવાથી, માલ વેચાણ લેનારને આપ્યો એમ થાયછે.

૧૮. વેચેલો માલ વેચાણ લેનારને અમુક ઠેકાણે સ્વાધીન કરવો એવો કરાર હોય તો તે ઠેકાણે વેચનારે માલ પોહોંચાડી દેવો જોઈએ; જો એવો કરાર ન હોય તો વેચાણ લેનારે તે માલ પોતે લઈજવો જોઈએ.

૧૯. કોઈ દુકાનદારને ત્યાંથી જુદીજુદી જાતના પદાર્થ જાંગડ આણ્યા હોય, અથવા તેણે મોકલ્યા હોય તેમાંથી મરજીમાં આવે તેટલા વેચાણ લેનાર રાખે, બાકીના પાછા મોકલી શકેછે. પણ ઘણું કરી ખોરાકી પદાર્થ જાંગડ લેવા દેવા રીવાજ નથી.

૨૦. વેચાણ થતી વખત માલની કીમત ઠરાવી ન હોય તો માલની યોગ્ય કીમત જે થાય તે વેચાણ લેનારે આપવી પડેછે. જો માલ વેચાણ લેનાર પાસે કાયમ ન હોય તો જે દીવસે તે માલ વેચાતો લીધો હોય તે દીવસના તે જાતના સારા માલનો ભાવ વેચનાર સાબીત કરી આપે તે વેચાણ લેનારે આપવો પડેછે, ને જો તે માલ સારો ન હતો એમ વેચાણ લેનાર સાબીત કરી આપે તો તે જાતના માલનો તે દીવસે ઓછો ભાવ હોય તે પ્રમાણે વરતી આપેછે.

૨૧. વેપારમાં લેવદેવ નીચે લખ્યા પ્રકારથી થાયછે ૧ રોકડે. ૨ વગર મુદતે ઉધાર. ૩ મુદતે ઉધાર. ૪ ત્રીજા પાસે કબુલાવીને. ૫ ત્રીજા ઉપરનો હવાલો અથવા હુંડી લખી આપીને.

૨૨. વેચાતા લીધેલા માલના પૈસા ક્યારે અને શી રીતે વેચાણ લેનાર આપેછે તે વિષેનું વર્ણન "શેહેરોમાં વેચાણ માલના પૈસા આપવાના ચાલતા રીવાજો" એવા મથાળાનીચે લખેલું છે.

૨૩. માલ લેતી વખતે કે તેના પૈસા આપતી વખતે તેની પહોચ દેવા લેવા રીવાજ નથી.

૨૪. જે માલ મપારા કે દલાલ ભરી તોળી આપેછે તેનો નોંધ તેઓ દાનકી બંધ રીતીસર રાખેછે, અને વેચનાર તથા લેનાર વચે તકરાર પડે તો તેના ઉપર વજન રહેછે.

૨૫. વેપારીઓ નબળી હાલત વાળા અથવા અજાણ્યા માણસોને પૈસા ધીરી વેપાર કરાવેછે ત્યારે વેપારનો માલ વેચવા સુધી પોતાના કબજામાં રાખેછે, તથા તે માલ વેચાય તેના પૈસા જેવા આવે તેવા પોતાને ત્યાં ભરવાનો બંદોબસ્ત કરેછે, અને નફા નુકશાનના જવાબદાર વેપાર કરનાર રહેછે.

૨૬. જે તાળાઉ માલના દાગીના સુબંધ વેચાય છે, તે બંદરે જકાતમાં દાખલ થતી વખત દરબારનો કપાણી કાંટા ઉપર મણ એકના શેર બાવનને તોલે તોળી તેમાંથી બારદાન બાદ કરી બાકી ચોખ્ખો આંક તે ઉપર કરેછે, તે તોલ ખરીદનાર તથા વેચનાર કાયમ ગણી તેનો ભાવ ઠરાવ્યો હોય તે પ્રમાણે પૈસા દે લે છે ; પણ જો દાગીના સુંધાએલો હોય તો વેચનાર ફરીથી તોળી આપેછે, અથવા તે વખતે સમજણ કરી ધાટી વરતી આપેછે. કપાણે તોળાએલો માલ મણ એકના શેર અડતાલીશને તોલે તોળાતાં રાસ ભાવે મણ એકના શેર પચાસનો ઉતારો ગણાયછે.

૨૭. બારદાન બાદ કરવાની રીત એક સરખી નથી જેવું માલનું બારદાન હોય તે ઉપર નજર રાખી બાદ થાયછે, ને તેમાં આશંકા આવે તો તે જાતના માલના દાગીનામાંથી એક નંગ કપાણી કહાડેછે, ને એક નંગ માલધણી કહાડેછે. તે બે નંગનાં બારદાન માલથી જુદાં કરી તેને તોળી સરેરાશ કહાડેછે, તેપ્રમાણે તે જાતનાં સર્વ દાગીનાનું બારદાન બાદ થાયછે.

૨૮. મોટા વેપારીઓ માલની જુદી વખારો રાખેછે અને તે વખારોમાંથી દલાલોની મારફત ખરીદ થાયછે. દલાલો પોતા સાથે માલની વાનકી રાખેછે, અને તે ઘરાકોને બતાવેછે તેમાં ઘરાકો જે વાનકી પસંદ કરેછે તેનો ભાવ ઠરાવી તે માલ તેઓને અપાવેછે,

તેના પઈસા માલ વેપારી ખરીદ કરનાર પાસેથી વસુલ કરેછે. એવી જાતના વેપારીને વખારવાળા વેપારી કહેછે. બીજા વર્ગના વેપારી દુકાનમાં ખુલ્લો માલ રાખી બેશેછે, અને ત્યાંથી લોકો તેના રૂબરૂ ભાવ સમજી માલ વેચાતો લેછે. એવી જાતના વેપારીને નીછટીઆ વેપારી કહેછે. ત્રીજા ફેરીઆ વેપારી પોતા સાથે માલ લઈ શકાય તે લઈ ગામમાં અથવા નજીકનાં ગામોમાં વેચવા જાયછે અને તે ઘણુંકરી રોકડે માલ વેચેછે. એવા ખરીદ કરનારા પણ ફેરીઆ વેપારી હોયછે તેઓ ગામમાં ફરી રેન્જે રેન્જે લોકો પાસેથી પોતાના ધંધાને લાયકની વસ્તુઓ ખરીદ કરી પોતાની દુકાનપર વેચેછે.

૨૯. ખાલસાના તમાંમ ગામોમાં ન ટાંકે માપે ધાન ભરાયછે તેને ફુલમાપ પણ કહેછે એટલે માપ ઉપર સગ ચડાવે પણ દોથો ઝલાય નહીં. ગરાસીઆ ગામોમાં કેટલેક ઠેકાણે ટાંકાળે માપે ભરાયછે ને કેટલેક ઠેકાણે ન ટાંકે માપે ભરવાની ચાલ છે.

૩૦. બજારભાવ ઘણુકરી હમેશ પાકા મણનો હોયછે.

૩૧. ઓખાની ગુણીઓ અને મુડા ઉઘડા વેચાયછે, અને ભરીને પણ વેચાયછે.

૩૨. વંઝી પુળાબંધ, વળા, વાંસ, પરાણા, કોડીની ગણત્રીએ વેચાયછે. એક કોડીમાં નંગ વીશ ગણાયછે. નાળીઅર, ચાંબડા, વિગેરે ચીજો નંગની ગણત્રીએ વેચાયછે, તેમાં નાળીઅર સુકલ ૧૨૦ નાં અને નીલાં ૧૩૦ ના નંગ ૧૦૦ પાકા ગણાયછે. અંજારમાં નીલાં નાળીઅરની પકકાઈ નંગ ૧૩૦ ના અંદર જેટલી આપવા ઠરાવ થાય તેટલી અપાયછે, ત્રાંકા ૧૦૫ ના નંગ ૧૦૦ પાકાં ગણાયછે. મુનરામાં ૧૨૦ કાચાના ૧૦૦ પાકા ગણાયછે, અને અંજારમાં ૧૦૬ ના ૧૦૦ પાકા ગણાયછે. એ વધારાના નંગને પકકાઈ કહેછે, અને બજારભાવ ૧૦૦ નંગ પાકા ઉપર હોયછે.

૩૩. સાકકાનો વટાવ બજાર ભાવ પ્રમાણે લેવાય દેવાયછે. પણ તેનું કાંઈ બાંધેલું પ્રમાણ નથી.

૩૪. સોદા વખતે બોલીહોય અથવા વેચનારની પેઢીનો રીવાજ

હોય તો વેચનાર ખરીદનાર પાસેથી સેંકડે એક ટકો લેબ કીમત સિવાય વધતો લેછે. તેને ચડતો ટકો કહેછે. આ રીવાજ માંડવીમાંજ છે.

# प्रकरण २ जुं.

## શેહેરોમાં વેચાણ માલના પૈસા આપવાના ચાલતા રીવાજ.

### ભુજમાં.

૩૫. વગર મુદતે લીધેલા માલના પૈસા એક મહીના સુધીમા આપવાની રીત છે, અને જો માલ વરખાત એટલે બારાતુનો હોયતો તે માલનાં નાણાં માલ ઘેર આવ્યો કે તરત આપવાં પડેછે.

૩૬. મુદતે ઉધાર લીધેલા માલ બાબત, મુદતના દિવસ એવી રીતે નક્કી કર્યા હોય કે બરાબર આટલેજ દીવસે પૈસા આપવા; તો તે મુદતના દીવસ પુરા થયા એટલે તરત એક બે દીવસમાં માલના પૈસા આપવા જોઈએ, જો નક્કી કરી દીવસ ઠરાવ્યા ન હોય અને અમુક મહીને પૈસા આપવા એટલીજ બોલી હોયતો ધાન્યના વેપારમાં તેથી બમણી મુદતે અને રસકસ તથા લુગડાંનાં વેપારમા તેથી ચોગણી મુદતે વેચાણ લેનાર પૈસા આપેછે. ઝવેરાતના વેપારમાં દર સેંકડે સાત ટકા પાડો વાળી નાણાં રોકડાં આપવાની ચાલ છે પણ વેચનાર છ ટકાનો પાડો વાળી આપેતો બે મહીને નાણાં અપાયછે. જો એ માલ ૬ મહિનાની મુદતે વેચાણ થયો હોયતો આઠ મહીને ઉઘરાણી થાએ. અને બાર મહીના સુધીમાં ખરીદનાર પાસેથી નાણાં વસુલ થાએછે. અને જો વગર પાડ એટલે માલની કીમતમાંથી પાડો વાળી ન આપવો એવા ઠરાવથી માલ લીધો હોય તો તેનાં નાણાં બેથી ત્રણ મહાના સુધીમાં મળેછે. મજીઠ, તથા સુરંગી વિગેરે રંગ કરવાને ઉપયોગી વસ્તુઓ તથા તમાકુના વેપારમા ચાર મહીને પૈસા આપવાની મુદત છે, પણ

તેની ઉઘરાણી માલધણી છ મહીના પછી કરી શકેછે, અને તેના નાણાં આઠ મહીના સુધીમાં તેને પોહોચેછે.

૩૭. માલધણી માલ મુદતે વેચે પણ તેના પઈસા તરત ખપતા હોય અને વેચાણ લેનાર સખસ શાહુકાર હોયતો જેટલા મહીનાની મુદત ઠરાવી માલ લીધો હોય તેટલા મહીનાનો માસ એકે શતએક ટકા એક લેખે પાડો વાળે ને આગળથી પઈસા આપવાની કસર વાળી વેચાણ લેનાર તેને પઈસા આપેછે. જો માલ લેનાર પોતાની મરજીએ મુદતથી અગાઉ પઈસા આપી દેવા ચાહે અને લેનાર તે વાત કબુલ કરે તો તે બંનેના વચમાં તે વખત પાડાનો નવો ઠરાવ થાય તે પ્રમાણે માલ લેનાર પાડો વાળી કોરી આપે છે.

## માંડવીમાં.

૩૮. ધાન્ય મુદત ઠરાવી વેચાતુ નથી, બાકી તેના નાણા માસ એકે શત એકે ટકા એક લેખે માસ ૧॥ નો પાડોવાળી રોકડા દેવાની ચાલ છે, તેથી ધાન ખરીદ કરી લઈ ગયા પછી જ્યારે માલધણી પૈસા લેવા આવે ત્યારે દોઢ મહીના અથવા તેમા જેટલા દિવસ ઓછા હોય તેના પાડો ઉપર લખ્યા દસ્તુર મુજબ વાળી વેચાણ લેનાર માલધણીને પૈસા આપેછે. અને જો "પાડો વાળવો નહીં" એવી ખાસ બોલી વેચાણ વખતે હોય તો પાડો વળતો નથી. તેમજ દોઢ મહીનાની મુદત પુરી થવા અગાઉ પોતાની સોંજે વેચાણ લેનાર પૈસા દેવા જાય તો વેચનાર પાડો વાળી આપે નહીં. બાગ-તુનો માલ હોય તો તેના નાણાં તેજ વખત રોકડા દેવાં પડેછે તેમાંથી પાડો વાળવાની ચાલ નથી.

૩૯. સીંદરી, દોરડાં, અને લોહુ વેચાય તેની કીમતમાંથી માસ એકે શત એકે ટકા એક લેખે માસ ચારનો પાડો વાળી બાકી નાણાં માસ એક પછી લેનાર વેચનારને આપેછે, અને વેચનારને જો રોકડી કોરી ખપતી હોય અને લેનાર તે પ્રમાણે દેવા કબુલ હોય, તો માસ એક શત એક ટકા એક લેખે માસ પાંચનો પાડો વાળી નાણા અપાય છે.

૪૦. જરદા, તથા સુરંગીનાં નંગ આંકબંધ વેચાયછે. તેનાં નાણાં માસ એક શત એક ટકા એક લેખે માસ છનો પાડો વાળી રોકડા આપવાની ચાલ છે. તેમજ જરદો તોળી વેચાય તેનાં નાણાં પણ રોકડાં આપવાની ચાલ છે, પણ તેમાં પાડો વળતો નથી.

૪૧. ચાકાની ખજૂર, કપાસીઆ, છતર. કટાંકીઆની પેટી અને કયરોટનાં ત્રાગાનાં નાણાં માસ એક અપાય છે, અને જો શત એક ટકા એક લેખે વેચનાર પાડો વાળી આપે તો રોકડાં નાણાં અપાયછે.

૪૨. ગોળ, ખાંડ, સાકર, ધાણા, જીરૂં, મરચાં, હળદર, ભોંઈ-મગ, કાજુ, ટોપરાં, સુકી દ્રાક્ષ, કોકણીકળાં, સુંઠ બંગાળી, રાઈ, મેથી, સોઆ, રોઠી અને વાકડી સોપારી, મરી, સુકડ, મુસી તથા છુઆરી ખારેક અને કડદ તથા સરણાની ખજુર તોળી વેચાય તો રોકડી કોરી આપવાની ચાલછે, અને તેમાંથી પાડો વરતી અપાતો નથી. જો તે માલના દાગીના આકબંધા વેચાય તો તેની કીમતમાંથી માસ-એક શત એક ટકા એક લેખે માસ ત્રણનો પાડો વાળી બાકી નાણાં માસ એક પછી અપાય છે. અને ખરીદનાર રોકડી કોરી આપે તો તે ખરીદીના પૈશામાંથી માસ સાડાત્રણ અથવા ચાર [જેવી લેનાર દેનાર વચે સમજુત હોય તે પ્રમાણે] નો માસ એક શત એક ટકા એક લેખે પાડો વાળી લેછે.

૪૩. મેવા, શ્રીફળ, ચોકા, એલચી, લવીંગ તજ, જાયફળ, કેસર, જાવંત્રી, ખસખસ, કાથાના દારડાં, ત્રાંબું, પીતળ, જસત, કલઈ, સીસું, લોબાન અને હીંગ એટલી જાતનો માલ તોળી વેચાય અથવા આંક-બંધો વેચાય તેની કીમતમાંથી માસ એક શત એક ટકા એક લેખે માસ ત્રણનો પાડો વાળી બાકી નાણાં માસ એક પછી અપાયછે. અને વેચનારને નાણાં રોકડાં જોઈએ તો ખરીદનાર માસ ચારનો પાડો વાળી લઈ બાકી નાણાં રોકડાં આપેછે.

૪૪. ગેંડાનાં ચાંબડાં, હુકા, અને ઉલકાના પૈસા રોકડા અપાય છે, અને તેનો પાડો વાળી અપાતો નથી.

૪૫. રેશમનાં વેચાણની કીમતમાંથી માસ એકે શત એકે ટકા-એક લેખે માસ ચારનો પાડો વાળી બાકી નાણાં પંદર વીશ દીવસે રોકડાં દેવાની રીત છે, અને પંદર વીશ દિવસથી ઉપરાંત ખરીદ કરનાર તે માલનાં નાણાં રોકે તો માલની કિમતમાંથી પાડો બાદ જતાં બાકી ચોખી કોરીનું બ્યાજ પંદર વીસ દિવસથી ઉપરાંત જેટલા દિવસ નાણાં રોકે તેટલા દિવસોનું તે વેચનારને વરતી આપેછે.

૪૬. મસરૂના માલ પૈકી સાડલા, ઓઢણી, ઘાઘરા અને રૂમાલનાં વેહેચાણનાં નાણાં રોકડાં લેવાયછે ને તેનો પાડો લેવાદેવા રીત નથી બાકીના મસરૂ, અતલસ, ચુંદડીયાં વગેરે રેશમી તથા ગરભ-સુતર રૂમાલના વેહેચાણના નાણાં પંદરદીવશે અપાય તેનો પાડો માસ, ૧ ના ટકા ૧ લેખે અને જે નાણાં તેજવખત રોકડા અપાય તો ટકા ૧।। પ્રમાણે પાડો વળેછે પણ જો ડોઢ મહીના સુધી નાણાં ન અપાય તો પાડો વાળવાની રીત નથી.

૪૭. કિરમજનાં વેચાણનાં નાણાં પંદર વીશ દિવસે અપાયછે, અને તે ખરીદીના પઈસામાંથી પાડો સેંકડે ટકા એક લેખે માસ એકનો વાળી લેવાની રીત છે; જે પંદર વીશ દિવસ ઉપરાંત ખરીદનાર કોરી રોકે તો માલની કીમતમાંથી પાડો બાદ જતાં બાકી ચોખી કોરીનું બ્યાજ પંદર વીશ દિવસથી ઉપરાંત જેટલા દીવસ રોકે તેટલા દિવસોનું વેચનારને તે વરતી આપેછે.

૪૮. મજીઠ, નીર, પડવાસ, મીણ, ખાંભો, ખાંખણ, ખારો પાપડીઓ, ધાવણી, ગુંદ અને સાજીખારનાં, વેચાણમાં નાણાં માસ ચારે આપવાની રીત છે. જો લેનાર રોકડાં નાણાં આપે તો તે ખરીદીના પઈશામાંથી માસ એક શત એકે ટકા ૧ લેખે માસ ચારનો પાડો વાળી લેછે.

૪૯. કઠકડાનાં વેચાણમાં રોકડાં નાણાં આપવાનો રીવાજ છે. પાડાનો દસ્તુર નથી.

૫૦. કીનખાબના વેચાણમાં પાડો વાળવાને દસ્તુર નથી. ખરીદ થયા પછી તરતમાં રોકડાં નાણાં આપવાં પડેછે.

૫૧. સોનેરીનું સામટું વેચાણ કોરી એક સોથી ઊપરનું થાય અને

તેમાં રોકડી કોરી લેવા ઠરાવ હોયતો ખરીદનાર શત એકે ટકા ૨ બે લેખે પાડાવાળી કોરી દેછે. અને વેહેચનાર માસ એકે કોરી લેતો શકડે ટકા ૧ લેખે પાડા વાળી ખરીદનાર બાકી કોરી આપેછે.

૫૨. સૂતરના વેચાણમાં રોકડી કોરી લેવા ઠરાવ હોય તો માસ એક શત એક ટકા એક લેખે માસ પાચનાં પાડાવાળી કોરી અપાયછે, અને જો માસ એક કોરી આપવા ઠરાવ હોય તો માસ એક પછી માસ એક શત એક ટકા એક લેખે માસ ચારનો પાડા વાળી કોરી અપાયછે.

૫૩ ઘીના વેચાણમાં પાડા વાળી આપવાની રીત નથી. વછાતનું ઘી વેચાય તો તેજ વખત રોકડી કોરી આપવી પડેછે. અને ગામના વેપારીનું ઘી વેચાય તો તેની કોરી પંદર વીશ દીવસે અપાયછે, ઘીના વેચાણમાં ભાવ ઉપરાંત સો કોરીની કિમતે ટકો એક વધારે લેવાનો ઠરાવ પણ થાયછે. તેને ચડતો ટકો કહેછે, એવી રીતના વેચાણનાં નાણાં વેચ્યા પછી બે મહીને વેચનાર લઈ શકેછે તે ઉપરાંત તેની ખુશી હોય તો નાણાં ખમે; પણ લેનારનો ઉજર ચાલે નહી.

## મુનગામાં.

૫૪. રંગ બનાવવાને ઉપયોગી વસ્તુઓ સુરંગી, મજીઠ, પડવાસ, હરડાં, હળદર, હીરાકસી, આંબુસી, ધાવણી, ખાખણ, ગુંદ અને કઠકડા, જે કરીઆણાના બોલો કહેવાયછે, તે બે મહીનાની મુદત વેચાયછે, ને તેના પૈસા ચાર મહીને આપવાની રીત છે. જો વેચનારને રોકડા પૈસા જોતા હોય તો લેનાર આશામી સેંકડે ટકા સાડાત્રણ લેખે પાડા વાળી નાણાં આપેછે; અને જો પંદર વીશ દિવશ પછી નાણાં લે તો ટકા ત્રણ લેખે પાડો વળેછે.

૫૫. કાપડ રોકડે તથા એક મહીનાની મુદતે એમ બે રીતે, વેચાયછે. મુદત વેચાએલા કાપડનાં નાણાં એક મહીનાની મુદત હોય તો બે મહીને, અને બે મહીનાની મુદત હોય તો ચાર મહીને લેવાયછે, તેમાથી પાડો વરતવાનો રીવાજ નથી.

૫૬. ત્રોકા તથા નાળીઅરના વેચાણમાં બે મહીના પછી સેંકડે ટકા બે લેખે પાડો વાળી પૈસા અપાયછે, અને વેચનારને રોકડાં નાણાં જોઈતાં હોય તો વેચાણ લેનાર સેંકડે ટકા અઢી લેખે પાડો વાળી પૈસા આપેછે.

૫૭. વછાતનુ ઘી, કાલાં, કપાસ, કપાસીઆ અને ઉન રોકડે વેચાયછે, અને તેમાં પાડો વરતી આપવાની ચાલ નથી.

૫૮. હરેક જાતનો રસકસ વેચાય તેતું નીચે પ્રમાણે થાયછે :- જો રોકડ વેચાય તો તેનાં નાણાં પંદર વીશ દીવસની અંદર વેચાણ લેનાર આપેછે. રોકડ આપવાની બોલી સીવાય અથવા એક માસની મુદત ઠરાવી માલ વેચાયો હોય તો તેનાં નાણાં બે મહીના પછી માલધણી લેવા જઈ શકે અને ત પછી આઠ દશ દીવસે તેને મળેછે. એવા વેચાણમાં વેચનારને નાણાં આગળથી જોઈએ તો પાડો સેકડે ટકા ૧॥ લેખે વાળી ખરીદનાર તેને નાણાં રોકડાં આપેછે. જો બે મહીનાની મુદતે માલ વેચાયો હોય તો માસ ચારે નાણાં અપાયછે, અને વેચનારને આગળથી નાણાં જોઈએ તો સેંકડે ટકા ૩॥ લેખે પાડો વાળી ખરીદનાર નાણાં રોકડાં આપે છે. જે માલ આંકબંધી વેચાય તેનાં નાણાં બે માસ પછી સેંકડે ટકા બે લેખે પાડો વાળી અપાયછે. જો વેચનારને નાણાં રોકડાં જોતાં હોય તો ખરીદનાર સેંકડે ટકા ૩॥ લેખે પાડો વાળી નાણાં તેને આપેછે.

## અંજારમાં.

૫૯. કાલાં, કપાસ, અને કપાશીઆનું વેચાણ રોકડ થાયછે, અને તેના પૈસા આશરે આઠ દસ દીવસમાં વસૂલ થાયછે.

૬૦. ધાનના વેચાણમાં રોકડે વેચવાની બોલી હોય તો ત્રીસ દીવસે, અને ખડેખડા ત્રીસ દીવસનો વાયદો હોય તો પીસ્તાલીસ દીવસે, અને એક મહીનાનો વાયદો હોય તો બે મહીને, અને બે મહીનાનો વાયદો હોય તો ચાર મહીને નાણાં આપવાનો રીવાજ છે. જો વછાતનું ધાન રોકડે વેચાયું હોય તો તેને તેજ ટાણે પૈસા મળેછે. મુદતે વેચાયલા માલના પૈસા માલધણીને આગળથી જોતા

હોય તો ખરીદનાર અને તેનાં વચમાં પાડો વાળવાના દરની સમજુતી થાય તે પ્રમાણે ખરીદનાર પાડો વાળી પૈસા આપેછે. પાડાનો ચોક્સ નીયમ નથી.

૬૧. કાપડ તથા સુતર રોકડે અથવા મુદતે વેચાય છે, તેમાં વછાતનો માલ રોકડે વેચાયો હોય તો તેનાં નાણાં તેજ ટાણે આપવાં પડેછે. જે ગામના વેપારીનો માલ રોકડે વેચાયો હોય તો તેનાં નાણાં સાઠ દીવસ સુધામાં અપાય છે. જો એક મહીનાની મુદતે માલ વેચાયો હોય તો ત્રીસ દહાડે ને બે મહીનાની મુદતે વેચાયો હોય તો સાઠ દહાડે, નાણાં અપાય છે; પણ જો મોઘમ મુદતે માલ વેચાણ થયો હોય તો તેનાં નાણાં રોજ ૧૨૦ થી ૧૫૦ સુધીમાં મળેછે. આ માલમાં પાડો વાળવાની ચાલ નથી; પણ મુદતે માલ વેચાયો હોય, ને તેનાં નાણાં વેચનારને મુદતથી અગાઉ આપતા હોય, તો ખરીદનારની ખુશીથી પાડો બાદ કરી વેચનારને પૈસા મળેછે. અમુક દરથી પાડો વાળવો એવો કાંઈ મુકરર નીયમ નથી. વેચાણ લેનાર દેનારની ગરજ ઉપર છે; તોપણ ઘણુંકરી દરમાસે દર સેંકડે ટકા ॥ થી એક સુધી પાડો વળેછે.

૬૨. રસકસ માલ રોકડે વેચાયો હોય તેનાં નાણાં વછાતનો માલ હોય તો તેજ દહાડે, અને બીજા વેપારીનો માલ હોય તો તેને રોજ ત્રીસે, આપવાની રીત છે. જો ત્રીસ દીવસની મુદતે માલ વેચાયો હોય તો દોઢ મહીને, અને એક મહીનાની મુદતે વેચાયો હોય તો બે મહીને, અને બે મહિનાની બોલી હોય તો ચાર મહીને, નાણાં આપવાનો રીવાજ છે; પણ જો મુદતની સાથે ખડાખડ એટલે જે દીવસે મુદત પુરી થાય તેજ દીવસે નાણાં આપવાં એવી બોલી કરી હોય તો જેટલા દીવસની મુદત કરી વેચાણ કર્યું હોય તેટલી મુદત પુરી થતાંજ વેચનારને ખરીદનાર નાણાં આપેછે.

૬૩. ઘીનું વેચાણ બે મહીનાની મુદતે થાયછે, અને તેનાં નાણાં ચાર મહીના પછી અને પાંચ મહીનાની અંદર મળેછે.

૬૪. વજરનું વેચાણ ચાર મહીનાની બોલીએ થાયછે, અને તેનાં નાણાં છ મહીના સુધીમાં વસુલ થાયછે.

૬૫. કલમ ૬૨-૬૩-૬૪ માં લખ્યો માલ મુદતે વેચાયા પછી તેનાં નાણાં વેચનારને અગાઉથી રોકડાં જોતાં હોય તો લેનાર વજરનો પાડો માસ એકે શત એકે ટકા એક લેખે, અને બાકીની જણસોનો પાડો માસ એકે શત એકે ટકા પોણાં લેખે, વાળી વેચનારને બાકી નાણાં રોકડાં આપેછે.

---

# प्रकरण २ जुं.

## દલાલી વિશે.

### સાધારણ નિયમો.

૬૬. શેહરોમાં ઘણા ખરા વેપારની દલાલીના ધંધામાં કોઈપણ સખ્સ દાખલથતી વખતે રેવીન્યુ અધિકારી પાસેથી પરવાનગી મેળ-વવી જોઈએછીએ; અને તેને દલાલીનું જે કાંઈ મળેછે તેમાથી કેટ-લેક ઠેકાણે તેઓ દરબારને નિયમ પ્રમાણે આપેછે, અને નાનાં ગામોમાં દાણ તપોટનો ઈજારો લેનારા અથવા એ બાબતા સંઝામાં સંભાળનારા દલાલી તથા ભરપ તોલનું કામ કરેછે.

૬૭. દલાલોમાંથી કોઈ સખસ તોલ ભરપમાં ઘાલમેલ કરે અથવા તેમાં નઠારી ચાલ ચલવે તેને દરબારશ્રીના રેવીન્યુ અધિકારી તેના ધંધાથી મોકુફ અથવા સસપેન્ડ કરી શકેછે.

૬૮. જે માણસ દલાલીનો ધંધો કરે તે ઉપર, નીમેલા ધારા પ્રમાણે તોલ અને ભરપ પૂરો દેવાની તથા સાટાંની અંદર કોઈ પણ તરેહનું જુઠાપણું નહીં વાપરવાની, જવાબદારી રહેછે; કેમકે વેચાણ કરા-વવું તથા જે માલ ભરી તોળી દેવો પડે તે ભરી તોળી દેવો એ બહુ કામ તેનાં છે; પણ જે સોનું અને ચાંદી દરબારને કોઠે અને માલ દરબારની કપાણે તોળાય તેના તોલ બાબત દલાલ જવાબદાર નથી.

૬૯. દલાલો વેચનારના કહેવાથી તેના રૂબરૂ અથવા પરોક્ષ સાટું કરેછે અને લેનાર દેનાર કબુલ કરે તો તે પ્રમાણે તેને ભરી તોળી

આપે છે. શેહેરોમાં તેનો નોંધ દલાલો પોતાની ચોપડીમાં લખેછે અને જે માલની લેવદેવ દરબારશ્રી તરફથી જકાત લેનાર પાસે નોંધાવવા હુકમ હોય તે તે પાસે નોંધાવેછે, અને લેનાર દેનાર વચ્ચે તકરાર પડે ત્યારે એ નોંધ પુરાવામાં ઉપયોગી થાયછે.

૭૦. હરકોઈ સખ્સ જે ધંધાની દલાલી કરતો હોય તે તે ધંધાનો કોઈ સાથે પંતીઆળો કે આંગત વેપાર કરી શકે નહીં.

૭૧. દલાલો ઘણું કરી ધંધાવાર થાયછે, અને દરેક ધંધાની દલાલી જુદાજુદા રીવાજ પ્રમાણે લેવાયછે. તે જાણવાને ભુજ, માંડવી, મુનરા, અને અંજાર એ ચાર શેહેરોના રીવાજો નીચે લખવામાં આવ્યા છે.

૭૨. દલાલ મારફત માલ વેચાણ થાય તેના પૈસા ઘણુંકરી વેચનાર પોતે વસુલ કરેછે, ને જે ધંધામાં દલાલને શીર પૈસા આપવાની જવાબદારી છે તે તે ધંધાની દલાલીના રીવાજની સાથે જણાવેલું છે.

## ભુજમાં દલાલી લેવાના નિયમો.

૭૩. ધાનના વેહેચાણમાં સાટું થયેલું હોય અને માલ ભરવો પડે નહીં તો ભુજની કળશી એકે કોરી ૧ બંને તરફ વાળા પાસેથી સરખે હિસ્સે લેવાયછે. જે માલ ભરી દેવો પડે તેની ધાનની કીમત પ્રમાણે સેંકડે કોરી ০॥૩ ધાન વેચનાર પાસેથી લેવાયછે. છુટ સાંટાની અંદર જેમાં માલની લેવદેવ ન થાય અને વેપારીઓ પોતપોતાની બોલી મુજબ વધઘટ દે લે, તેવાં સાટાંના દરમીયાન દલાલ હોય તો કળશી એકે કોરી ૧ બંને જણ પાસેથી અર્ધોઅર્ધ લેવાયછે. એકનું સાટું બીજો વેચાણ લે અને તે માલ ભર્યો ન હોય તો પણ પેહેલાં સાટાંવાળા પાસેથી ભર્યા વિના સેંકડે કોરી ০॥૩ વેચનાર તરીકે ગણી લેવાયછે. કોઈ માણસ પોતાના ઘર અર્થે આવેલું ધાન અથવા બાહારથી મંગાવેલું ધાન મપારા પાસે ભરાવે તો કળશી એકે પાટવી ૧ મેહેનતાણાની લેવાયછે. સહી કરેલું સાટું બંનેની ખુશીથી રદ થાય તેવાં સાટાંમાં દલાલી કરી હોય તોપણ મળતી નથી; પણ જો તે સાટામાં કાંઈ ખોટ વટાવ દેવાય લેવાય તો મપારાને સાટાંના રીવાજ પ્રમાણે દલાલી મળેછે.

૭૪. ઘીના વેહેચાણમાં મણ એકે છુટા રાા વેચનાર અને છુટા ૨ લેનાર પાસેથી લેવાય છે. ઘીનું સાટું થયું હોય અને પછી તે તોળવું પડે નહીં તો મણ ૧ એકે છુટા ૪ લેનાર દેનાર પાસેથી અર્ધોઅર્ધ મળેછે. ઉથલનાં સાટામાં એટલે એક માણસ માલ સહી કરી ભર્યા તોળ્યા વગર બીજાને વેચાણ આપે તેમાં દલાલ વચમાં હોય તો મણ એકે છુટા ૨ બંને તરફના બીજી વાર વેચનાર આપેછે. ઉથલના સાટાનો માલ બીજો દલાલ વેચાવે તો આગળના દલાલને એક તરફનો છુટો ૧ પહેલો લેનાર આપેછે.

૭૫. ગોળ, સાકર, ખાંડ, સોપારી, વસાણું મસાલો, હવેજ, ફટકડી, હરડાં, પડવાસ, અને સાજીખાર વેચાણ થાય તો મણ એકે છુટો ૧, વેચનાર અને છુટો ૧ાા વેચાણ લેનાર દલાલીનો આપેછે.

૭૬. ખજુર તથા ખારકના વેચાણમાં મણ ૧ છુટો ૧ાા વેચાણ લેનાર પાસેથી તથા છુટો ૦ાા વેચનાર પાસેથી લેવાય છે.

૭૭. ગરમ મસાલો, એળચી, લવીંગ, તજ જાવંત્રી, અને જાય-ફળના વેચાણમાં શેર ૧ એકે છુટો ૦ાા બંને પાસેથી અર્ધોઅર્ધ લેવાયછે.

૭૮. કેસરના વેચાણમાં ડાબલે એકે કોરી ૧ લેનાર અને કોરી ૧ વેચનાર પાસેથી લેવાય છે.

૭૯. મીણ, ટંકણખાર, અને નવસારના વેચાણમાં કોરી ૨ મણ ૧ એકે લેનાર દેનાર પાસેથી અર્ધોઅર્ધ લેવાય છે.

૮૦. મજીઠ તથા સુરંગીની દલાલી દાગીના સુબંધ વેચાય તે ઉપર નંગ ૧ એકે કોરી ૧ વેચનાર અને કોરી ૦ાા વેચાણ લેનાર પાસેથી લેવાયછે. આ માલની દલાલી મણગત ઉપર નથી.

૮૧. જરદાના વેચાણમાં દર કોથળે કોરી ૨ વેચનાર તથા ખરીદનાર પાસેથી અર્ધોઅર્ધ લેવાય છે.

૮૨. સુતરૂ તથા રેશમી કાપડના વેચાણમાં શત ૧ એકે કોરી ૧ વેચનાર તથા ખરીદનાર પાસેથી અર્ધોઅર્ધ લેવાય છે.

૮૩. ત્રાંબા તથા પીતળ તથા કલઈના વેચાણમાં પાંચ મણે કોરી ૧ વેચનાર તથા કોરી ૧ વેચાણ લેનાર દલાલીની આપેછે.

૮૪. જસતના વેચાણમાં દસ મણે કોરી ૧ વેચનાર તથા કોરી ૧ વેચાણ લેનાર પાસેથી દલાલને મળે છે.

૮૫. સોના અને ચાંદી તથા તેમાંથી બનેલા દાગીનાના વેચાણમાં સેંકડે ટકો ૧ વેચનાર તથા ખરીદ કરનાર અર્ધોઅર્ધ દલાલને આપેછે, અને દલાલ પાસેથી કોઈ દાગીનો જાયતો તેનો જવાબદાર દલાલ થાય છે.

૮૬. ઝવેરાતનાં વેહેચાણમા સેંકડે કોરી ૧ ખરીદનાર અને કોરી ૧ વેચનાર આપેછે, અને દલાલ પાસેથી કોઈ દાગીનો જાય તો તેની જવાબદારી દલાલ ઉપર રહેછે

## માંડવીમાં દલાલી લેવાના નિયમો.

૮૭. ધાનના વેચાણમાં વખારોમાંથી સામટું વેચાવનાર દલાલોને નીચે પ્રમાણે મળેછે:—

ધાન વેચાતાં ભરી આપે તેની ભરામણી કળસી એક કોરી ૧૧૨ મળે તેમાં કોરી ૧ વેચનાર આપે અને કોરી ०।૨ લેનાર આપે. ધાનની ગુણી આંકબંધ વેચાય તેની દલાલી ગુણી એક છુટા ૪ વેચનાર અને લેનાર પાસેથી અર્ધોઅર્ધ લેવાય છે.

મુડા આંકબંધ વેચાય તેની દલાલી મુડા એકે છુટા ૨ વેચનાર અને લેનાર પાસેથી અર્ધોઅર્ધ લેવાયછે.

પડીમાં રેજે ધાન વેચાવનાર મપારાને કોરી ૪ ને વિકરે• છુટા ૧ લેખે વેચનાર આપેછે.

૮૮. ખાંડ, ગોળ. ધાણાજીરૂં, હળદર, મરચાં, ભોઈમગ, કાજુ, ટોપરાં, દ્રાખ, અંજીર, કુકણીકેળાં, સુંઠ બંગાળી, રાઈ, મેથી, સુઆ અને સોપારી રોઠી, કપાણની તોલ મુજબ આંકબંધ વેચાય તો દલાલી મણ ૧ છુટો ૧॥ તથા તે શિવાય નંગ ૧ એકે છુટા ૩ ખરી-

દનાર અને વેચનાર અર્ધોઅર્ધ આપે છે. જો તોળી વેચાય તો મણ ૧ છુટો ૧॥ વેચનાર પાસેથી અને છુટો ૧ વેચાણ લેનાર પાસેથી એમ છુટા ૨॥ લેવાય છે.

૮૯. સાકર આંકબંધી વેચાય તો મણ ૧ છુટા ૩ તથા તે શિવાય નંગ ૧ છુટા ત્રણ વેચનાર તથા વેચાણ લેનાર પાસેથી અર્ધાઅર્ધ લેવાયછે. જો તોળી વેચાય તો મણ ૧ છુટા ૩ વેચનાર પાસેથી તથા છુટા ૨ વેચાણ લેનાર પાસેથી એમ છુટા ૫ લેવાય છે.

૯૦. મરી, વાંકડી સોપારી, સુખડ અને મેવાનું વેચાણ આંકબંધું થાય તો મણ ૧ એકે છુટા ૩ તથા તે શિવાય નંગ ૧ એકે કોરી ૦॥૧॥ લેવાયછે, તેમાં મણ એકે છુટો ૧॥ અને નંગ એકે કોરી ૦॥ વેચનાર ધણી અને મણ એકે છુટો ૧॥ અને નંગ એકે છુટો ૧॥ વેચાણ લેનાર ધણી દેછે. જો એજ માલ તોળી વેચાય તો મણ ૧ એકે છુટા ૩ વેચનાર અને છુટા ૨ વેચાણ લેનાર આપેછે.

૯૧. ચાકાનાં ખજુરના અર્ધીઆ ઉપર નંગ ૧ એકે છુટા ૧॥॥ લેવાયછે. તેમાં છુટો ૧ વેચનાર આપેછે અને છુટો ૦॥॥ વેચાણ લેનાર આપેછે. આ માલ તોળીને વેચાતો નથી, કપાણે ચડતો-નથી અને દરબારમાં નંગ ૧ એક મણ ૩॥ નું ગણાયછે. માલ લેનાર તોળે તો ઓછામાં ઓછો મણ ચાર અને ઘણામાં ઘણો મણ ૫ થાય છે.

૯૨. સુકી તથા છુઆરી ખારક આંકબંધ વેચાય તો ખાંડી ૧ કોરી ૦૧॥ વેચનાર અને કોરી ૦ા વેચાણ લેનાર પાસેથી લેવાય છે. જો તોળી વેચાય તો મણ ૧ છુટો ૧। વેચનાર અને છુટો ૧ વેચાણ લેનાર આપેછે.

૯૩. ખજુર કરદ તથા સરણાંની વેચાય તો ખાંડી ૧ કોરી ૦૧॥ તથા તે શિવાય ખાંડી ૧ નાં નંગ ૪ ગણી તેના છુટા ૪ વેચનાર પાસેથી અને ખાંડી ૧ કોરી ૦ા વેચાણ લેનાર પાસેથી જુમલે કોરી ૦ા૫॥ લેવાય છે.

૯૪. શ્રીફળ વેચવાની ત્રણ રીત છે. જંગબારી નંગ ૧૩૦ કાચાના પાકા નંગ ૧૦૦ ગણાય છે. લીલાં મલબારી નંગ ૧૨૫ કાચાના નંગ ૧૦૦ પાકાં ગણાય છે. સુકલ મલબારી નંગ ૧૨૦ કાચાના નંગ ૧૦૦ પાકાં ગણાય છે. તેનાં વેચાણમાં પાકાં નંગ ૧૦૦ એ છુટા ૧॥ વેચનાર અને છુટો ૧॥ વેચાણ લેનાર આપેછે; પણ જો હજારો નંગનું સામટું સાટું હોય તો પાકાં નંગ એકહજારે કોરી ૧૨ લેવાય તેમાં કોરી ૦।૫ વેચનાર આપેછે અને કોરી ૦।૩ વેચાણ લેનાર આપેછે.

૯૫ ત્રોફાની દલાલી પાકાં નંગ ૧૦૦૦ ની છુટો ૧॥ વેચનાર અને છુટો એક વેચાણ લેનાર પાસેથી લેવાયછે, ત્રોફા ૧૦૫૦ કાચાનાં નંગ ૧૦૦૦ પાકા ગણાયછે.

૯૬ એલચી, લવીંગ, તજ, જાયફળ, કેસર, જાવંત્રી, ખસખસ વિગેરે ગરમ મસાલાના વેચાણમાં નીચે પ્રમાણે દલાલી લેવાયછે.

જાવંત્રી, જાયફળ, લવીંગની દલાલી મણ એકે વેચાણ લેનાર કોરી ૧ અને વેચનાર કોરી ૧॥ આપેછે.

એલચીની મણ એકે છુટા ૪ વેચનાર પાસેથી અને છુટા ૪ વેચાણ લેનાર પાસેથી લેવાયછે. તે શિવાય મણ એકે કોરી ૧ વેચનાર દલાલને ચાકરીની આપેછે; કેમકે રેજે રેજે તોળી દેવા ઘરાકોને ઘરે જવું પડેછે.

તજની દલાલી મણ એકે છુટા ૨ વેચનાર અને છુટા ૨ વેચાણ લેનાર આપેછે.

ખસખસની દલાલી મણ ૧ એકે છુટો ૦॥ વેચનાર અને છુટો ૦॥ વેચાણ લેનાર આપેછે તે શિવાય નંગ ૧ એકે છુટો ૧॥ વેચનાર અને છુટો ૧॥ વેચાણ લેનાર ચાકરીનો દલાલને આપેછે.

કેસરની દલાલી સેંકડે ટકો ૦। વેચનાર અને ટકો ૦। વેચાણ લેનાર આપેછે.

૯૭. કાથાનાં દોરડાં તથા સીદરીની દલાલી મણ એકે છુટો ૧॥ વેચનાર અને છુટો ૧ વેચાણ લેનાર આપેછે.

૯૮. ત્રાંબા, પીતળ અને કલૈની દલાલી મણ એકે છુટા ૮ વેચનાર અને છુટા ૨ વેચાણ લેનાર આપેછે.

૯૯. જસતની દલાલી મણ એકે છુટા ૪ વેચનાર અને છુટા ૨ વેચાણ લેનાર પાસેથી લેવાય છે.

૧૦૦. સીસાની દલાલી બે તરેહથી લેવાય છે. જો માલ આંકબંધ વેચાય તો મણ એકે છુટા ૩ વેચનાર પાસેથી અને છુટા ૨ વેચાણ લેનાર પાસેથી લેવાયછે. જો તે માલ તોળી વેચાય તો વેચનાર પાસેથી મણ ૧ એકે છુટા ૪ અને વેચાણ લેનાર પાસેથી છુટા ૨ લેવાયછે.

૧૦૧. લોઢા તથા રૂકની દલાલી મણ એકે છુટા ૧॥। વેચનાર અને છુટો ૧। વેચાણ લેનાર પાસેથી લેવાયછે.

૧૦૨. લોબાન તથા વઘારણીની દલાલી મણ ૧ એકે છુટા ૪ વેચનાર અને છુટા ૪ વેચાણ લેનાર પાસેથી લેવાયછે.

૧૦૩ કપાસીઆની દલાલી ભાર ૧ એકે છુટા ૩ વેચનાર અને છુટા ૩ વેચાણ લેનાર પાસેથી લેવાયછે.

૧૦૪. ગેંડાનાં ચામડાંની કીમત કોરી ૧૦૦ એ ટકો ૧ વેચનાર અને ટકો ૧ વેચાણ લેનાર દલાલીનો આપેછે.

૧૦૫. હુકા નંગ ૧૦૦ એ છુટા ૪ વેચનાર અને છુટા ૪ વેચાણ લેનાર પાસેથી દલાલીનાં લેવાયછે

૧૦૬. ઉલકા નગ ૧૦૦ એ છુટા ૨ વેચાણ લેનાર તથા વેચનાર પાસેથી અર્ધોઅર્ધ દલાલીના લેવાયછે.

૧૦૭. છતર અને ફટાકીઆની પેટીની દલાલી પેટી ૧૦૦ એ કોરી ०॥ વેચનાર અને કોરી ०॥ વેચાણ લેનાર પાસેથી લેવાયછે.

૧૦૮. કથરોટની કીમત કોરી ૧૦૦ એ કોરી ०॥ વેચનાર અને કોરી ०॥ વેચાણ લેનાર પાસેથી દલાલીની લેવાય છે.

૧૦૯. રેશમની દલાલી વેચનાર પાસેથી સેંકડે ટકો ०॥ અને વેચાણ લેનાર પાસેથી મણ ૧ કોરી ૧। લેવાયછે.

૧૧૦. માંડવીના પટોરીએ તૈયાર કરેલાં મીસરૂના તાકાની દલાલી વેચનાર પાસેથી કોરી ૧૦૦ ની કીમતે ટકા ૦ાલેખે લેવાયછે.

૧૧૧. કીરમચની દલાલી સેંકડે ટકો ૦ા વેચનાર અને ટકો ૦ા વેચાણ લેનાર પાસેથી લેવાયછે.

૧૧૨. સુરંગીની દલાલી મણ ૧ છુટા ૨ વેચનાર તથા છુટા ૨ વેચાણ લેનાર પાસેથી લેવાયછે.

૧૧૩. મજીઠની દલાલી મણ ૧ છુટો ૧ા વેચનાર અને છુટો ૧ા વેચાણ લેનાર પાસેથી લેવાયછે.

૧૧૪. પડવાસ, હરડાં, ઓંમો, ખાંખણ, ખારોપાપડીઓ, ધાવણી, ગુંદ અને સાજીખારની દલાલી મણ ૧ એંક છુટાં ૧ વેચનાર અને છુટા ૧ વેચાણ લેનાર પાસેથી લેવાયછે.

૧૧૫. નીરની દલાલી મણ ૧ એંક કોરી ૧ વેચનાર પાસેથી તથા કોરી ૦ા વેચાણ લેનાર પાસેથી લેવાય છે.

૧૧૬. કટકડીની દલાલી મણ ૧ એંક છુટો ૦ા વેચનાર અને છુટો ૦ા વેચાણ લેનાર પાસેથી લેવાયછે.

૧૧૭. મજીઠ વિગેરે રંગાટ બાબ વછાત એટલે બહારના વપારી દલાલની મારફત વેચેછે તેને પાડો વાળી દલાલ પોતાને ઘરેથી પૈસા રોકડા આપી દેછે, અને પાડાની મુદત પૂરી થાય ત્યારે દલાલ ખરીદનાર પાસેથી પૂરી કિમત વરતી લેછે; ને જો મુદતથી અગાઉ કોઇ ખરીદનાર પૈસા આપી દેછે તો તેટલો પાડો તેને વરતી આપેછે. તેમજ ગામના વેપારીઓના આપસના વેચાણમાં દલાલ હોય તેમાં વેચનારની મરજી ખરીદનારને ખાતે માલ આપવાની ન હોય અને દલાલ તેનાં નાણાં પોતે આપવા કબૂલ કરે તો તેવાં માલનાં નાણાં દલાલ રોકડાં આપેછે, અથવા પોતાને ખાતે મંડાવેછે, અને તેનું પણ ઉપર પ્રમાણે થાયછે.

૧૧૮. જરદાની દલાલી વેચનાર પાસેથી મણ એક છૂટો ૧ા તથા વેચાણલેનાર પાસેથી છૂટો ૧ા લેવાયછે.

૧૧૯. મીણની દલાલી વેચનાર પાસેથી મણ એકે છૂટા ૨ તથા વેચાણ લેનાર પાસેથી છૂટા ૨ લેવાયછે.

૧૨૦. લાકડાના વેચાણમાં ગજ એકે કોરી ૦। વેચનાર અને કોરી ૦। વેચાણ લેનાર પાસેથી દલાલી લેવાયછે, તે સીવાય લાકડાની ભરામણીના ગજ એકે છુટા ૩ દલાલને જકાતમાં દાખલ થતી વખતે જેનું લાકડું હોય તે સખસ આપેછે.

૧૨૧. દાંતના વેચાણમાં દલાલી નીચે પ્રમાણે લેવાયછે :—

આખા દાંતના વેચાણ ઉપર મણ એકે કોરી ૦॥ લેખે ખાંડી એક કોરી ૧૦ દલાલીની તથા કોરી ૫ સુખડીની જમલે કોરી ૧૫ લેખે વેચનાર તથા વેચાણ લેનાર પાસેથી અર્ધો-અર્ધ દલાલ લેછે. સુખડી કોઈ ઓછીપણ દેછે.

આંકસાની દલાલી મણ ૧ એકે વેચનાર કોરી ૦॥ અને વેચાણ લેનાર કોરી ૦॥ આપેછે.

ઓપેલ નંગ તથા કડીયાની દલાલી મણ ૧ એકે કોરી ૧ વેચનાર તથા ખરીદનાર પાસેથી અર્ધોઅર્ધ લેવાયછે.

૧૨૨. સોનેરીના વેચાણમાં દલાલી વેચાણ લેનાર પાસેથી સેંકડે ટકો ૦॥ તથા વેચનાર પાસેથી સેંકડે ટકો ૦॥ લેવાયછે.

૧૨૩. કીનખાપના વેચાણમાં વેચાણ લેનાર પાસેથી ટકો ૧ તથા વેચનાર પાસેથી ટકો એક દલાલીનો લેવાયછે.

૧૨૪. સુતરની દલાલી સેંકડે ટકો એક વેચનાર તથા વેચાણ લેનાર અર્ધોઅર્ધ આપેછે.

૧૨૫. ઘી કરાચી, ઘોડાબારી, મસકત, મુંબઈ, રાજાપર, કલકત્તા, મોવાદરી, ખંભાળીઆ, તથા બેટ વીગેરે બંદરેથી આવેછે. બનીઆઈ વગેરે, આ દેશનું, દેપલાઈ, થળપારકરનું, સીંધી, થરાદરીનું અને જેસલમેરનું ખુશકી રસ્તેથી આવેછે. બંદરેથી આવેલું ઘી વેચાય તે ઉપર દલાલી મણ એકે છુટો ૧ વેચાણ લેનાર આપેછે તથા છુટો ૧ તથા પાંચ મણે ઘી શેર એક વેચનાર આપેછે અને ખુશકી રસ્તેથી આવેલું ઘી વેચાયતો વેચાણ લેનાર પાસેથી મણ

એક છુટો એક તથા વેચનાર પાસેથી મણ એકે છુટા ૨ તથા પાંચ મણે ઘી શેર એક લેવાયછે.

૧૨૬. કાળા રંગનું કાપડ જે માંડવીમાં બનેછે, તેનું વેચાણ થાય તો વેચનાર પાસેથી સેંકડે ટકો ૧ તથા વેચાણ લેનાર પાસેથી સેંકડે ટકો ૦॥ દલાલીનો લેવાયછે.

૧૨૭. ધોળા કાપડની દલાલી વેચાણ લેનાર પાસેથી સેંકડે ટકો ૦॥ તથા વેચનાર પાસેથી સેંકડે ટકો ૦॥ લેવાયછે.

૧૨૮. સોનું, રૂપું કે તેના દાગીનાની દલાલી વેચાણ લેનાર પાસેથી સેંકડે ટકો ૦॥ તથા વેચનાર પાસેથી ટકો ૦॥ લેવાયછે. જે દાગીના દલાલ મારફત વેચાય તેના પૈસા વેચનાર આશામી દલાલને ખાતે માંડેછે, અને તેને પૈસા દલાલે આપવા જોઈએ, પછી દલાલ લેનાર આશામી પાસેથી ગમે ત્યારે વસુલ કરી લે, એવો શિરસ્તો ચાલેછે.

૧૨૯. ઝવેરાતની દલાલી વેચાણ લેનાર પાસેથી સેંકડે ટકો ૧ તથા વેચનાર પાસેથી ટકો ૧ લેવાયછે.

૧૩૦. અંગાઊ વ્યાજુ પૈસા મુદતી અને વગર મુદતી દલાલની મારફત વેપારીઓ દેલેછે અને તેની ચીઠી દલાલને હાથે લખાયછે તેની દલાલી સેંકડે છુટા ૧ લેખે પૈસા લેનાર આપેછે.

## મુનરામાં દલાલી લેવાના નિયમો.

૧૩૧. ગોળ, સાકર, ખાંડ, સીંદરી, સોપારી, ઘી અને મરી શિવાયની ગાંધીયાણ વસ્તુઓના વેચાણમાં મણ એકે છુટો એક વેચાણ લેનાર અને છુટો એક વેચનાર પાસેથી લેવાયછે.

૧૩૨. ખજુર, ખારક અને કાલાંના વેચાણમાં ખાંડી એકે વેચાણ લેનાર પાસેથી કોરી ૦। અને વેચનાર પાસેથી કોરી ૦। દલાલીની લેવાયછે.

૧૩૩. ટોપરાંના વેચાણમાં વેચાણ લેનાર પાસેથી મણ એકે છુટો ૦॥। તથા વેચનાર પાસેથી મણ એકે છુટો ૦॥। દલાલીનો લેવાયછે.

૧૩૪. મરી અને તજના વેચાણમાં મણ એકે છુટા ૨ વેચાણ લેનાર અને છુટા ૨ વેચનાર પાસેથી દલાલીના લેવાયછે.

૧૩૫. એલચીના વેચાણમાં મણ એક છુટા ૪ વેચાણ લેનાર અને છુટા ૪ વેચનાર પાસેથી દલાલીના લેવાયછે.

૧૩૬. લવીંગના વેચાણમાં મણ એકે કોરી ০॥ વેચાણ લેનાર અને કોરી ০॥ વેચનાર પાસેથી દલાલીની લેવાયછે.

૧૩૭. જાયફળ તથા જાવંત્રીના વેચાણમાં શેર એકે છુટો ০। વેચાણ લેનાર અને છુટો ০। વેચનાર પાસેથી દલાલીનો લેવાયછે.

૧૩૮. કપાસનું વેચાણ થાય તેમાં વેચનાર આડવાળો હોય તો મણ એકે છુટો ૧॥ વેચનાર પાસેથી અને છુટો ૧ વેચાણ લેનાર પાસેથી દલાલીનો લેવાયછે જો વેચનાર વેપારી હોય તો તે પાસેથી છુટો ૧ અને વેચાણ લેનાર પાસેથી છુટો ૧ દલાલીનો લેવાયછે.

૧૩૯. કપાસીઆના વેચાણમાં ભાર એકે છુટો ૧ વેચાણ લેનાર અને છુટો ૧ વેચનાર પાસેથી દલાલીનો લેવાયછે.

૧૪૦. ત્રોફાના વેચાણમાં ત્રોફા હજાર એકે છુટા ૨ વેચાણ લેનાર અને છુટા ૨ વેચનાર પાસેથી દલાલીના લેવાયછે.

૧૪૧. શ્રીફળના વેચાણમાં નંગ ૧૦૦ ઉપર છુટો ૧ વેચાણ લેનાર અને છુટો ૧ વેચનાર પાસેથી દલાલીનો લેવાયછે.

૧૪૨. ઉનનાં વેચાણમાં મણ એકે છુટો એક વેચાણ લેનાર અને છુટો એક વેચનાર પાસેથી દલાલીનો લેવાયછે.

૧૪૩. સુરંગી, મજીઠ, પડવાસ, હરડાં, હળદર, હીરાકસી, આંબુસી, ધાવણી, ખાંખણ, ગુંદ અને ફટકડીના વેચાણમાં મણ એકે છુટો ૧ વેચનાર અને છુટો ૧ વેચાણ લેનાર પાસેથી દલાલીનો લેવાયછે.

૧૪૪. મીણના વેચાણમાં મણ એકે છુટા ૨ વેચાણ લેનાર અને છુટા ૨ વેચનાર પાસેથી દલાલીના લેવાયછે.

• ૧૪૫. ખોંભાનાં વેચાણમાં મણ એકે છુટા ૨ વેચાણ લેનાર અને છુટા ૨ વેચનાર પાસેથી દલાલીના લેવાયછે.

૧૪૬. નીરના વેચાણમાં મણ એકે વેચાણ લેનાર પાસેથી કોરી અરધ અને વેચનાર પાસેથી કોરી ૦ાા દલાલીની લેવાયછે.

૧૪૭. સાજીખારના વેચાણમાં ખાંડી એકે કોરી ૦ા વેચાણ લેનાર અને કોરી ૦ા વેચનાર પાસેથી દલાલીની લેવાયછે.

૧૪૮. કાપડનાં વેચાણમાં સેંકડે ટકો ૦ાા વેચનાર પાસેથી અને ટકો ૦ાા વેચાણ લેનાર પાસેથી દલાલીનો લેવાયછે.

૧૪૯. સોનાં રૂપાં કે તેના દાગીનાનાં વેચાણમાં સેંકડે ટકો ૦ાા વેચાણ લેનાર અને ટકો ૦ાા વેચનાર પાસેથી દલાલીનો લેવાયછે. દાગીના કે સોનું રૂપું વેચાય તેના પૈસા આઠ દસ દીવસમાં વેચનાર આશામીને લેનાર પાસેથી દલાલ ઉઘરાણી કરી વસુલ કરી આપેછે; તેમાં કોઈ કળખોટ થાય તો પૈસા દલાલને વરતી આપવા પડેછે. તેમજ કોઈ દાગીનો કે ઢાળીઓ દલાલ પાસેથી જતો રેહેતો તેનો જવાબદાર પણ દલાલ થાયછે.

૧૫૦. છુટ ઝવેરાત મુનરામાં વેચાતી નથી, બાકી જડાવ દાગીના ઉઘડા વેચાય તો વેચાણ લેનાર પાસેથી સેંકડે ટકો ૧ તથા વેચનાર પાસેથી ટકો ૧ દલાલ લેછે અને તેના પૈસા વિશેની જવાબદારી પણ ઉપરની કલમ ૧૪૯ મુજબ દલાલને શીર રહેછે.

૧૫૧. કલમ ૧૪૯-૧૫૦ માં લખ્યા દાગીના કોઈ બારાતુ કે ગામનો માણસ વેચનાર હોય અને તે રોકડે વેચે તો વેચવા વખત જેવી બોલી થાય તે પ્રમાણે દલાલ વસુલ કરી આપે, પણ એવી બોલી કર્યા છતાં વેચાણ લેનાર અશામીથી તે દીવસેજ પૈસા આપી શકાય નહીં તો દલાલ પોતાને ઘેરથી તે પૈસા આપેછે.

૧૫૨. ધાનના મપારાને ધાનની ભરામણી નીચે પ્રમાણે મળેછે:—

પિડીઆ વેપારી ધાન વેચવા સારૂ ખરીદ કરી દલાલ પાસે ભરાવે તો તેને કળશી એકે છુટા ૨ વેચાણ લેનાર, અને કળશી એકે પાટવી ૧ા વેચનાર આપેછે; પણ જો વેચાણ લેનાર પોતાનાં ઘર ખર્ચસારૂ અથવા વેપારસારૂ, રેજે વેચાતું લે તો કાંઈ આપે નહીં; બાકી વેચનાર ઉપર મુજબ કળશી એકે પાટવી ૧ા આપે છે.

બારાતુ વેપારીનું ધાન આવે અને તે મપારા પાસે ઉટાંકાવે તો તેને મેહેનતાણું કળશી એકે છુટા ૨ થી છુટા ૩ સુધી અથવા ધાન પાટવી ૦॥ આપેછે.

## અંજારમાં દલાલી લેવાના નિયમો.

૧૫૩. રસકસ વિગેરે ચીજોના વેચાણમાં મણ એક તથા ત્રોફા હજાર એક અથવા શ્રીફલ નંગ ૧૦૦ કોરી ૫ સુધીને ભાવે વેચાય તે ઉપર વેચાણ લેનાર પાસેથી મણ એકે અથવા ત્રોફા હજાર એકે, અથવા નાળીઅર નંગ ૧૦૦ એ, છુટા ૨ દલાલીના લેવાયછે. કોરી ૫ થી ઉપર અને કોરી ૧૫ સુધીને ભાવે વેચાય તે ઉપર વેચાણ લેનાર પાસેથી મણ એકે, અથવા ત્રોફા હજાર એકે, અથવા નાળીઅર નંગ ૧૦૦ એ, છુટા ૩ દલાલી લેવાયછે. કોરી ૧૫ થી ઉપર અને ત્રીસ સુધીને ભાવે વેચાય, તે ઉપર વેચાણ લેનાર પાસેથી મણ એકે અથવા ત્રોફા હજાર એકે અથવા નાળીઅર નંગ ૧૦૦ એ છુટા ૪ દલાલી લેવાયછે. કોરી ૩૦ થી ઉપર અને ૫૦ સુધીને ભાવે વેચાયતો, વેચાણ લેનાર પાસેથી મણ એક અથવા ત્રોફા ૧૦૦૦ અથવા નાળીઅર નંગ ૧૦૦ એ કોરી ૦। લેવાયછે. કોરી ૫૦ થી ઉપર અને કોરી ૧૦૦ સુધીને ભાવે વેચાય, તે ઉપર વેચાણ લેનાર પાસેથી મણ એકે કોરી ૧ લેવાયછે. અને કોરી ૧૦૦ થી ઉપરને ભાવે જે વસ્તુ વેચાય તે ઉપર લેનાર પાસેથી મણ એકે કોરી ૨ લેવાયછે.

૧૫૪. જો ઘીનું વેચાણ થાય તો કલમ ૧૫૩ માં લખ્યા પ્રમાણે દલાલી વેચનાર આસામી પાસેથી લેવાયછે વેચાણ લેનાર પાસેથી કંઈ લેવાતું નથી.

૧૫૫. ઘી સીવાય બાકીની વસ્તુઓના વેચાણમાં વેચનારાઓ દલાલોને આકરી આપેછે, તેનો એક સરખો નિયમ નથી, તો પણ સાધારણ રીતે આંકબંધા માલમાં ખાંડી એકે આના ૨ થી ૬ સુધી. અને જે માલ હાથેથી તોળાય તેમાં ધાતુના મણ એકે છુટા ૨ અને બીજા માલનો ગામના વેપારી મણ એકે છુટો ૦॥ અને બારાતુ મણ એકે છુટો ૧ આપે છે.

૧૫૬. સોનું, રૂપું, કે તેના દાગીનાના વેચાણમાં સેંકડે ટકો ૦। વેચનાર પાસેથી અને સેંકડે ટકો ૦। વેચાણ લેનાર પાસેથી દલાલીનો લેવાયછે. જડાવ દાગીનાના વેચાણમાં વેચનાર પાસેથી ટકો ૦॥ અને વેચાણ લેનાર પાસેથી ટકો ૦॥ લેવાયછે. છુટ ઝવેરાતના વેચાણમાં ટકો ૧ વેચાણ લેનાર પાસેથી અને ટકો ૧ વેચનાર પાસેથી લેવાય છે. એ બાબો વેચાય તેના પૈસા વેચનાર ધણી પોતે વસુલ કરેછે; તેમજ કણખોટનો બોજો પણ દલાલ ઉપર રેહેતો નથી; પણ કોઈ દાગીનો દલાલના હાથથી જતો રહે તો તેની જવાબદારી દલાલને શિર રહે છે.

૧૫૭. કાલાં બારાવુનાં દરવાજા ઉપર વેચાવા આવે અને દલાલની મારફત તોળાય તથા વેચાય તો, વેચનાર પાસેથી ભાર એકે કોરી ૧ અને વેચાણ લેનાર પાસેથી છુટા ૬ પાકા દલાલીના લેવાય છે; તે ઉપરાંત કાલાં સેર ૫ ભાર એક વેચનાર પાસેથી દલાલને ચાકરીના જુદાં મળે છે ગામમાં વેપારીનાં કાલાં દલાલ વેચાવે તો, ભાર એક કોરી ૧ વેચનાર અને છુટા ૬ પાકા વેચાણ લેનાર આપે છે. પાકા છુટાની ગણત્રી એક કોરીમાં ૨૦ દોકડાની છે.

૧૫૮. અંજારના આડનું કપાસ ખુલું દલાલની મારફત તોળી વેચાય તો, વેચનાર પાસેથી મણ ૧ એકે છુટો ૦॥। તથા વેચાણ લેનાર પાસેથી છુટો ૦॥, એમ છુટો ૧। પાકો દલાલીનો લેવાય છે.

વાગડનું સુબારદાનું કપાસ તુળે પોહોચતું વેચાણ થાય તે ઉપર મણ એકે છુટો ૧ વેચાણ લેનાર પાસેથી અને છુટો ૧ વેચનાર પાસેથી એમ છુટા ૨ પાકા દલાલીના લેવાય છે.

૧૫૯. કપાશીઆનું વેચાણ થાય તેમાં વેચનાર પાસેથી ભાર એકે છુટા ૨ અને વેચાણ લેનાર પાસેથી છુટા ૨ એમ છુટા ૪ પાકા દલાલીના લેવાયછે.

૧૬૦. કાલાં, કપાસ, અને કપાસીઆના સાટાનું પરબારૂં વેચાણ ઉથલથી થાય એટલે એકનો કબાલો બીજાપાસે વેચાય; જેમાં માલ તોળવો પડતો નથી એવાં વેચાણમાં દલાલોની દલાલી જેટલી

વખત વેચાણ થાય તેટલી વખતની ઉપર લખ્યા દસ્તુર મુજબ વેચાણ લેનાર પાસેથી પુરી લેવાયછે.

૧૬૧. ધાનની ભરામણી તથા દલાલી નીચે પ્રમાણે લેવાય છે:—

જે ધાન કળશી ૧ ની કોરી ૧ થી કોરી ૫૯ સુધીની પીઠે વેચાણ થાય તેની દલાલી કળશી એકે કોરી ૦॥, અને કળશી એકની કોરી ૬૦ થી ૯૯ સુધીની પીઠે વેચાણ થાય તેની કળશી એકે કોરી ૦॥। અને કળશી એકની કોરી ૧૦૦ થી ઉપર ગમે તેટલે ભાવે વેચાય તો કળશી એકે કોરી ૧ વેચનાર પાસેથી લેવાયછે.

જે ધાન ગામમાં ન આવતાં પરબારૂં બીજે ગામ જાય તેનું સાટું દલાલની મારફત થાય તો દલાલીનો ઠરાવ સમજુતીથી થાય તે પ્રમાણે વેચાણ લેનાર તથા વેચનાર તેને આપેછે.

કોઈનું ધાન બાહારથી આવે અને ઉટાંકવું પડે તો કળસી એકે છુટા ૪ થી કોરી ૦ા સુધી ભરામણી મળેછે.

અંજારના એડુ લોકનું ધાન મપારા મારફત વેચાય તો તે (મપારા) ભરી આપેછે તથા તેની ઉઘરાણી કરી આપેછે, ને તે મેહેનતના બદલામાં મપારાને કળસી એકે ધાન માપ એક, લોકો આપેછે.

૧૬૨. કાપડ તથા સુતર વીલાયતીના વેચાણમાં વેચનાર પાસેથી સેંકડે ટકો ૦॥ તથા વેચાણ લેનાર પાસેથી ટકો ૦॥, દલાલીનો લેવાયછે.

૧૬૩. દેશી સુતરની વણકર, (જેવી કે જોડી)નું વેચાણ દલાલ મારફત થાય તો આડાં એકે એટલે ગજ ૧૦૦ એ વેચનાર કોરી ૧ અને વેચાણ લેનાર છુટો ૧, દલાલીનો આપેછે.

૧૬૪. દેશી અથવા પરદેશી સુતરમાંથી અંજારમાં બનેલાં ધોતીયાં દલાલની મારફત વેચાય તો વેચનાર જોટા એકે છુટો એક અને વેચાણ લેનાર આડે એકે એટલે ગજ ૧૦૦ એ, છુટો એક દલાલીનો આપેછે.

# प्रकरण ४ थुं.

## તોલ ભરપ બાબત.

૧૬૫. અનાજ સરસવ, સદાફળા ભરી વેચાય છે, અને તે ભરવા સારૂ માપ, પાટવી, પવાલું. અને ચોથાલું એ સાધનો લંબગોળાકૃતિના અને તેઓમાં અનાજ આટલું સમાવું જોઈએ એવા તોલ ઉપર પોકળ બનાવેલાં હોયછે.

**ખાલસામાં અનાજ વગેરેની ભરપનું કોષ્ટક.**

| | |
|---|---|
| ૨ ચોથાલાં | ૧ પવાલું કે ગડીઊં. |
| ૨ પવાલાં | ૧ પાટવી કે પાલી. |
| ૨ પાટવી | ૧ ટોકડીઊં. |
| ૨ ટોકડીઆં | ૧ ઓઈઊં. |
| ૨ ઓઈયાં | ૧ માપ. |
| ૪ માપ | ૧ નાની સઈ. |
| ૪ સઈ | ૧ ચોસીઊં. |
| ૨ ચોસીઆં | ૧ હારો. |
| ૨ હારા | ૧ કળશી. |
| ૧૦ કળશી | ૧ મુડો. |

ઉપરના કોષ્ટકમાંથી માપ, પાટવી, પવાલાં અને ચોથાલાં શિવાયનાં જુદાં માપીઆં નથી; પણ કોષ્ટક પ્રમાણે ભરપ ઉપરથી તે માત્ર એક શબ્દે જાણવાની સંજ્ઞા સારૂ બોલવામાં આવેછે, ખાલસામાં માપ ૨૭ શેર કચ્છીનો છે અને તેનાં પ્રમાણમાં પાટવી, પવાલાં અને ચોથાલાનું વજન હોય છે. ભુજમાં આઠ માપની સઈ ગણવાની રીત છે, તેને મોટી શઈ કહે છે, તેથી ભુજની સઈ કળશી તથા મુડો પરગણાનાથી બમણાં થાય છે. ગરાશીઆ ગામોમાં ચોથાલાંથી માપ સુધી એજ માપીઆં છે; પણ માપ ૧૨ શેરથી સતાવીશ શેર સુધીનાં જુદે જુદે ઠેકાણે જુદી જુદી રીતનાં છે. માપમાં પાટવી કેટલી હોવી જોઈએ, તેનું એક સરખું પ્રમાણ નથી અને ચોથાલાં તથા પવાલાં પાટવીના પ્રમાણમાં હોયછે. ગરાશીઆ ગામોમાં કળશી એકમાં કોઈ

ઠેકાણે છનું, કોઈ ઠેકાણે એકસો અને કોઈ ઠેકાણે ૧૨૮ માપ ગણાય છે. કળશી એકમાં સઈ સોળ ગણવાની રીત કચ્છ સાજમાં એક સરખી છે, તેથી કેટલા માપની સઈ ગણવી તે દરેક ગામમાં એક કળશીમાં જેટલાં માપ ગણાતા હોય તેના પ્રમાણમાં હોય છે. અબડાસામાં માપને અધાલી પણ કહેછે અને બે માપની એક પાયલી ગણવામાં આવેછે. અને બે સઈનું એક ચોથીઊં પણ કેવાયછે.

૧૯૬. કાપડ અને તેવી જાતની બીજી વસ્તુઓ ગજથી ભરાયછે, ને તે ગજની લંબાઈ ચોવીશ તસુની હોયછે, તેને લાખાસાઈ ગજ કહેછે. કેટલેક ઠેકાણે એક હાથ જેટલા પ્રમાણનો ગજ રાખેછે તેને હથી કહેછે, એ હથી લાખાસાઈ ગજ સાથે સરખાવતાં તસુ વીશથી એકવીશ સુધીની હોયછે. થોડી જાતનો માલ જેવી કે કલાલીન, બનાત વગેરે વારની ભરપે પણ વેચાયછે, અને એક વારમાં લાખાસાઈ ગજ સવા ને ત્રણ તસુ થાયછે.

૧૯૭. સોનું, રૂપું તોલથી વેચાયછે અને તે તોલનું કોષ્ટક નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| ૪ મગ. | ૧ રતી. |
| ૩ રતી. | ૧ વાલ. |
| ૧૬ વાલ. | ૧ ગદીઆણું. |

સોનું, રૂપું તોલવા વાસ્તે મોટાં શેહેરોમાં દરબારી સરાફો હોયછે. તેની પાશે લોકો કાંટેથી માલ, દાગીના તોળાવી ખાત્રી કરી તે પ્રમાણે લેવ દેવ કરેછે. માંડવી, મુનરા, અંજાર અને ભુજની તોલમાં પરસ્પર ફેર આવેછે માંડવી તથા મુનરામાં સરાફે તોળેલો સો ગદીનો ઢાળીઓ અથવા દાગીનો ભુજમાં ગદી ૧૦૬થી ૧૦૬I, સુધી થાયછે, અને અંજારની તોલની એકસો ગદી ભુજમાં ગદી ૧૦૨II થી ૧૦૩ સુધી થાયછે; એનું કારણ એમ માલમ પડેછે કે મુળથીજ વાલના બંધારણમાં ફરક છે, ભુજમાં એક તોલાના વાલ ૩૦)૨ રતી થાયછે.

૧૯૮. ઝવેરાત ઉઘડી વેચાય તો નગની ગણત્રીએ વેચાયછે, અને જો તોળીને વેચાય તો તેમાં મોતી શિવાય બાકીની ઝવેરાત રતીની તોલથી તોળાયછે, અને તેના વિભાગ કરવા પડે તો રતી

એકમાં આના સોળ ગણાયછે,અનેતે રતી ઉપર ભાવ ચડાવી વેચાયછે. મોતી રતીથી તોલ્યા પછી હિસાબ કરી તેના ચવ થાયછે, અને એક ચવના વિભાગ કરવા પડે તો તેના એકસો દોકડા ગણાયછે. મોતી ચવને હિસાબે વેચાયછે, ઝવેરાતના વેચાણમાં જો, કાચા રૂપૈયાની બોલી હોયતો ત્રણ કોરીનો એક રૂપૈયો ગણાયછે, અને પાકાની બોલી હોયતો પોણી ચાર કોરીનો એક રૂપૈયો ગણાયછે. પણ જે ખાસ ઠેરાવ કાંઈ બીજી રીતે હોયતો તેને તે રીત આડી આવતી નથી.

૧૬૯. અફીણ તોળી વેચાયછે તોલનું કોષ્ટક નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| ૩૭॥ જુના દોકડા અથવા કોરી ૬૬॥ ભારનો | ૧ શેર. |
| ૪૦ શેરનો | ૧ મણ. |

એ સિવાય રેજે વાલને હિસાબે કોરીથી પણ તોળી આપવાની રીત છે.

૧૭૦. ઉપર લખ્યા શિવાય રસકસ, ધાતુ, ઉન, ગાંધીઆણ વસ્તુઓ, મેવાની વસ્તુઓ, મસાલાના બાબો, નીલોત્રી, કાથો, દોરડાં, સુરાખાર, દારૂ અને ફટકડી વિગરે જણસો તોળી વેચાયછે, અને તે તોળવા સારૂ સાધનો કચ્છી પૈસા અને નવટાંક,પાશેર, અર્ધશેર, શેર, બેશેર, અઢીશેરી, પાંચશેરી, દસશેરો, અધમણી, મણકી એ નામનાં લોઢાનાં તોલાં પૈસાના વજન ઉપર બાંધેલાં હોયછે, તેનું કોષ્ટક નીચે પ્રમાણેઃ—

| | |
|---|---|
| ૪ પૈસાભાર | ૧ નવટાંક. |
| ૨ નવટાંક | ૧ પાશેર. |
| ૨ પાશેર | ૧ અર્ધશેર. |
| ૨ અર્ધશેર | ૧ શેર. |
| ૬ શેર | ૧ પાકી પાંચશેરી. |
| ૨ પાંચશેરી | ૧ દસશેરો. |
| ૨ દસશેરા | ૧ અધમણી. |
| ૨ અર્ધમણ | ૧ મણકી. |
| ૨૦ મણ | ૧ ખાંડી. |

ઉપર ચાર પૈસા ભારનો નવટાંક લખ્યો છે તે જુના પૈસાના વજન પ્રમાણે છે; પણ હાલના પૈસા પાંચ ભારનો એક નવટાંક થાયછે તેથી આગળ બત્રીસ ભારનો એક શેર ગણાતો તે હવે ચાલીસ નવા પૈસા ભારનો એક શેર ગણાય છે. ઉપરના કોષ્ટક પ્રમાણે અડતાળીસ શેરનો એક મણ થાયછે તેને પાકો મણ કહેછે, અને કાચો મણ ચાળીસ શેરનો ગણાય છે. ખાંડી મણની સંખ્યા ઉપરથી ગણાયછે પણ તેનું એક જુદું તોલું નથી.

૧૭૧. ભુજ, માંડવી, અંજાર અને મુનરા વીગેરે કેટલેક ઠેકાણે તેલનું વેહેચાણ અધમણીના માપીયાથી પણ થાયછે. અને તે માપીયું ત્રાંબાનું બનાવી તેને તોલાથી સાંખી તે ઉપર દરબારથી છાપ થાયછે આ માપીયું ઘડોપણ કેહેવાય છે.

૧૭૨. ખાલસાના ગામોમાં કપાસ, કપાસીયા તથા કાલાના મણ એકમાં શેર ૫૪ અને કપાસીઆ મણ નવનો ભાર એક ગણાયછે. કાલાની ખાંડીને પણ ભાર કહેછે. કપાસ, કપાસીયા, ને કાલાં તોળવામાં દસશેરી સુધી અડતાલા તોલનાં તોલાં કામમાં લાવેછે અને એથી ચોપના તોલમાં જે ઘટે તે ઉપર આપેછે; બાકી તેની અર્ધમણી સતાવીશ શેરની અને મણ ૫૪ શેરનો થાયછે.

૧૭૩. સોનેરી ૧૮ વાલની એકગુંછળી થાયછે અને તે ગુછળીને ભાવે વેચાયછે. સોનેરીનાં ફીંડલાં બંધાયછે તેને ભગોટા કહેછે. ભગોટામાં કેટલી ગુંછલી હોવી જોઈએ તેનું કાંઈ એક સરખું પ્રમાણ નથી.

૧૭૪. દેશનો સિક્કો નીચે લખ્યા વજનનો ભુજની તોલે છે.

**ત્રાંબાનો સિક્કો.**

| | વાલ. |
|---|---|
| ૧ ત્રાબીઓ | ૮॥ |
| ૧ દોકડો | ૧૭ |
| ૧ ઢીગલો | ૨૫॥ |
| ૧ ઢબુ અથવા ટકો | ૫૧ |

## રૂપાનો સિક્કો.

| | ગદી. | વાલ. | રતી. |
|---|---|---|---|
| ૧ આધીયું | ૦ | ૬ | ૦॥ |
| ૧ કોરી | ૦ | ૧૨ | ૧ |
| ૧ પાંચીઆનો અરધો | ૧ | ૨ | ૧ |
| ૧ પાંચીયું | ૨ | ૪ | ૨ |

## સોનાંનો સિક્કો.

| | ગદી. | વાલ. | રતી. |
|---|---|---|---|
| ૧ કોરી | ૦ | ૧૨ | ૧ |
| ૧ મોહોરનો અરધો | ૧ | ૮ | ૨ |
| ૧ મોહોર | ૩ | ૧ | ૧ |

ઊપરના સિક્કામાંથી સોનાની એક કોરીની કીમત રૂપાંની કોરી ૨૬॥ ની, સોનાના એક અર્ધાની કીમત કોરી ૫૦ ની અને એક મોહોરની કીમત કોરી ૧૦૦ ની મુકરર થયેલી છે.

૧૭૫ માંડવીમાં રેશમ તથા કિરમચ નીચે. લખ્યા તોલના કોષ્ટક પ્રમાણે તોળાય છેઃ—

| | |
|---|---|
| ૩૫ જુના દોકડા ભાર | ૧ શેર પાકો. |
| ૪૦ શેર પાકા | ૧ મણ પાકો. |
| ૩૨ જુના દોકડા ભાર | ૧ શેર કાચો. |
| ૧૧ શેર કાચા | ૧ દશ શેરો. |

એ તોલમાં તોળવાનું સાધન માત્ર ૧૧ શેર બત્રીશાનો એક દશ શેરો છે, તેથી તોળાય છે અને એક શેર કીરમચ તોળવી પડે તો પાંત્રીશ દોકડા જુના નાંખી તોળાય છે. અને ચાર દશશેરા તોળાય ત્યારે એક મણ ગણાયછે.

૧૭૬. માંડવીમાં હાથી દાંત હેઠે લખ્યા તોલના કોષ્ટક પ્રમાણે તોળાય છે :—

**આખો દાંત.**

| | |
|---|---|
| ૩૨ દોકડા જુના | ૧ શેર. |
| ૫૦ શેર | ૧ મણ. |

એ મણ રાલ ૪૮૭ વીતાની તોલનો છે, તેના જંગબારના મણ ૧૦। થાયછે.

**કાપેલ નંગ ઓપેલ.**

| | |
|---|---|
| ૩૫ દોકડા જુના | ૧ શેર. |
| ૪૪ શેર | ૧ મણ. |

**એનો દશ શેરો શેર ૧૧ નો છે.**

**બાંધુ આંકસા.**

| | |
|---|---|
| ૩૨ દોકડા જુના | ૧ શેર. |
| ૪૮ શેર | ૧ મણ. |

**કડીઆ.**

| | |
|---|---|
| ૩૫ દોકડા જુના | ૧ શેર. |
| ૪૪ શેર | ૧ મણ. |

ઉપર લખ્યા માલમાંથી નંગ ઓપેલ અને કડીઆ પાકકા દશ શેરાથી, પાંચ શેરીથી અને અઢી શેરીથી તોળાયછે—આખો દાંત તોળવાને એક મણી તથા અધમણી છે, અને એથી વધઘટ તેના હિસાબ ઉપર બીજે તોલે તોળાયછે. બાંધુ આંકસા તોળવાને એક અધમણી છે અને એથી વધઘટ તેના હીસાબ ઉપર બીજે તોલે તોળાયછે.

૧૭૭. લાકડું તેની લંબાઈ અને ગોળાઈની ભરપ ઉપરથી તેના હિસાબી ગજ થાય તે ઉપર ભાવ ચડાવી વેચાયછે. એ ગજનો હિસાબ જકાતમાં દાખલ કરતી વખતે દરબાર તરફથી થઈ તેનો આંક તે લાકડાં ઉપર કીલ અથવા ગેરૂથી કરવામાં આવેછે લાકડાની ભરપનું કોષ્ટક નીચે લખ્યા પ્રમાણે છે:—

### માંડવી તથા અંજારમાં.

| | |
|---|---|
| ૨૦ વીશવાશી | ૧ વીશવો. |
| ૨૦ વીશવા | ૧ ગજ અથવા ખાંડી. |

લાકડાં ભરવાનો ગજ ઈંચ ૨૯ લાંબો છે, અને તે સુમારે સુતારીઆ ગજ ૧। ની બરાબર થાયછે, એ ગજથી લાકડાંની લંબાઈ અને તેના વચમાંની ગોળાઈ ભરાયછે, તે ઉપરથી તેના હિસાબી ગજ થાયછે.

### મુનરામાં.

| | |
|---|---|
| ૨૪ વીશવાશી | ૧ વીશવો. |
| ૨૪ વીશવા | ૧ ગજ |

૧૭૮. માંડવીમાં નીર એક મણના શેર ૫૦॥ ગણાયછે, અને બીજા શેહેરોમાં ૪૮ શેરનો મણ એક ગણાયછે.

૧૭૯. અંજારમાં ઘાટ વગરનું લોઢું, સીંદરી, અને કલઈ એક મણના શેર બાવન ગણાયછે અને બીજા શેહેરોમાં ૪૮ શેરનો મણ ૧ ગણાયછે.

૧૮૦. તમામ ખાલસામાં તોલ ભરપ કરવાનાં સાધનો એક સરખાં વજનનાં છે ને તે દરબારથી બનાવી તેના ઉપર છાપ કરવામાં આવેછે, તે પછી વેપારીઓ ખરીદ કરી તેનો ઉપયોગ કરેછે. વગર છાપેલા તોલ ભરપનાં સાધનો વેપારી વેપારના કામમાં લાવે તો તકરાર પડે તે ઉપર વજન રેહતું નથી. ગરાશીઆ ગામોમાં હજી સુધી ખાલસાની રીતે એકસરખા તોલ ભરપ થયા નથી, એટલે ત્યાં જેવા તોલ માપથી ભરી તોળી લેવા દેવાનો કરાર હોય તેથી લોકો લેવ દેવ કરેછે.

---

## प्रकरण ५ मुं.

### સાટાં બાબત.

**૧૮૧. જે વસ્તુ હાજર નથી તે વસ્તુ એક વેપારી બીજાને ભાવ ઠરાવી દેવી કરેછે તેને સાટું કહેવું.**

૧૮૨. સાટાં ત્રણ પ્રકારનાં થાયછે. એક સહી સાટું, બીજું છુટ સાટું; ત્રીજું સરતી સાટું.

૧૮૩. સહી સાટું બે રીતે થાયછે, પેહેલી રીત—જે સાટામાં માલ ભરવા તોળવાની શીરૂઆતની અને છેવટની તારીખો મુકરર કરી હોય તેને અઝલનું સાટું કહેછે. એ સાટામાં તે બે મુદતના દરમિયાન કોઈપણ વખતે માલ લેવા અથવા દેવાની છુટ વેચાણ લેનાર અથવા વેચનારમાંથી એકને હોયછે. આ સાટાં વખતે વેચાણ લેનારની છુટ રાખી હોય તો શીરૂઆત અને છેવટની મુદતના અંદર કોઈપણ વખતે સાટું કરેલો માલ વેચનાર પાસેથી તે ભરી તોળી લઈ શકે છે, અને વેચનાર તે માગે ત્યારે આપવા બંધાયેલોછે. જો વેચનારની છુટ રાખી હોય તો તે પણ એવીજ રીતે સદરહુ મુદતના અંદર ગમે ત્યારે વેચાણ લેનારને સાટું કરેલો માલ આપી શકેછે અને વેચાણ લેનાર તે લેવા બંધાયેલો છે. બીજી રીત—જે સાટામાં માલ ભરવા તોળવાની એકજ તારીખ મુકરર હોય તેને દીઆદીનું સાટું કહેછે. એ સાટામાં ઠરાવેલી તારીખે વેચાણ લેનારે માલ લેવો જોઈએ અને વેચનારે આપવો જોઈએ.

૧૮૪. છુટ સાટામાં વેચાણ લેનાર વેચનારને અથવા વેચનાર વેચાણ લેનારને સાટાના પ્રમાણમાં અમુક રકમ આગળથી આપેછે તેને સુથી કહેછે, ને તે વખતે એવો ઠરાવ થાયછે કે આટલી મુદતમાં અથવા અમુક દીવસે પૈસા અગાઉથી આપનાર માલ લેવા અથવા દેવા ન આવે તો આપેલા પૈશા તેના જાય; ને જો સામાવાળો માલ દઈ કે લઈ શકે નહી તો તેણે લીધેલા પઈશાથી આટલી ગણી અથવા આટલી વધારે રકમ અગાઉથી પૈશા આપનારને તે વાળી આપે. જો અગાઉથી સુથી અપાયલી ન હોય તો કરાર એવો હોયછે કે વેચાણ લેનાર લેવા ન આવે તો આટલી રકમ વેચનારને આપે, ને વેચનાર માલ ન આપી શકે તો તે આટલી રકમ લેનારને આપે ને છેવટ તે પ્રમાણે તેનું થાયછે.

૧૮૫. સરતી સાટું પણ સહી સાટાં અથવા છુટ સાટાંની રીતે

થાયછે; પણ આ સાટામાં વિશેષ એટલું હોય છે કે તેમાં કાંઈ સરત હોય છે જેમકે— અમુક ગામની ઉપજમાંથી આવે તો અમુક જાતનું અનાજ દેવું કીધું છે. એ સરત પ્રમાણે જો તે ગામની ઉપજનું તે જાતનું અનાજ ન આવે તો એ સાટું રદ થાયછે.

૧૮૬. સાટામાં વેચાણ લેનાર અથવા વેચનારને પરસ્પરે ભરોસો હોય તો સૂથી દેવાની ચાલ નથી; પણ તેઓને આપસમાં ભરોસો ન હોય અથવા તેઓ આપસમાં અજાણ્યા હોય તો તે બેમાંથી જેને ગરજ હોય તે સામા ધણીને સૂથી આપે છે.

૧૮૭. સાટું નીચે લખ્યા પ્રકારથી સહી થાયછે. પેહેલું—જે સાટું દલાલ મારફત થાય તેનો નોંધ દલાલની વહીએ થયો એટલે સાટું સહી થયું ગણાયછે. બીજું—લેનાર દેનાર પરસ્પર સાટું કરી સામસામા અક્ષર કરી આપે એટલે સાટું સહી થાયછે. ત્રીજું—બંને બાજુથી પરસ્પરની ખાત્રીને લીધે જુબાનના કરારથી સાટું સહી કરેછે. એવા સાટામાં તકરાર પડે તો તેમની પ્રતિજ્ઞા ઉપર આધાર રહેછે.

૧૮૮. સહીસાટામાં વેચાણ લેનાર અથવા વેચનાર મુદતે માલ લેવા અથવા દેવામાં કસુર કરે તો ભાવ ફેરની જવાબદારી જેની કસુર હોય તેના ઉપર પડેછે, એટલે જે મુદતે અથવા મુદતના દરમિયાન દેવું કર્યું હોય તે મુદતનો ભાવ જો સાટાના ભાવથી વધી ગયો હોય તો જેટલો ભાવ વધ્યો હોય તેટલા ભાવ પ્રમાણે સટાવેલ માલની ખોટ વેચનારે લેનારને દેવી પડેછે, ને જો ભાવ ઘટી ગયો હોય તો જેટલો ભાવ ઘટ્યો હોય તે પ્રમાણે લેનારે વેચનારને ખોટ દેવી પડેછે. જો અઝલનું સાટું હોય તો જે દીવસ માલ દેવા અથવા લેવા વેચનાર અથવા વેચાણ લેનાર જાય તે દીવસનો ભાવ ગણાયછે.

૧૮૯. થયેલું સાટું વેચાણ લેનાર અથવા વેચનાર ત્રીજાને અને ત્રીજો ચોથાને વેચાતું આપી શકેછે, અને એવા વેહેચાણને સાટાની ઉથલ થઈ કહેવાયછે. જો વેચાણ લેનારને સામા ધણી પાસે કબુલ કરાવી દેવા કરાર હોય તો વેચનારે કબુલ કરાવી દેવું જોઈએ, ને

તેવો કરાર ન હોય તો અસલ કબાલો એટલે સાટાં ચીઠી આપી તે નીચે અથવા તેથી જુદું વેચનાર ધણી પોતાના તરફથી વેચાણ લેનારને લખી આપે છે. જો વેચનારના તરફથી તેમાં કાંઈ દગો ન હોય અથવા તેણે કાંઈ વિશેષ કરાર કર્યો ન હોય તો સાટું વેચાણ થયા પછી તે જવાબદાર રહેતો નથી.

૧૯૦. અનાજના સાટામાં કડદો એટલે રેતીનો બદલો વરતી લેવા સાટાં વખતે ઠરાવ હોય તો તે પ્રમાણે ચલણી માપથી સાટાનું અનાજ ભરી લેતી વખત, વેચાંણ લેનાર વેચનાર પાસેથી વરતી લે છે. જો કડદાનો બદલો વરતી આપવા ઠરાવ ન હોય તો સાટાનું ધાન તારવી ભરી દેવાયછે. અંજારમાં માલ જોયા વિના સાટું થયું હોય અને કડદો વરતી લેવાનો કરાર ન હોય તો તારવી આપે છે; પણ જો નજરે જોઈ સાટું કરયું હોય તો તારવી દેવા રીવાજ નથી.

૧૯૧. વેચાણ લેનાર તથા વેચનાર પોતામાં સમજૂતીથી સાટું રદ કરે છે તેને સાટું ઉસટ થયું કહેવાય છે. જે સાટું ઉસટ થાય તેમાં લેનાર દેનારનો પરસ્પર દાવો રેહેતો નથી.

૧૯૨. માંડવીમાં ચોખાની સાળનો કડદો કળશી એકના માપ ૩ અને બીજા પરદેશી ધાનનો માપ ૧ લેનારને વેચનાર વરતી આપેછે, ને જો લેનાર તેમ વરતી લેવા રાજી નહોય તો તેને તારવી ભરી આપેછે; તેમજ જે માલમાં કડદો ન હોય તેમાં કડદો વાળી દેવાની ચાલ નથી.

---

## प्रकरण ६ ठुं.

### મુખ્ય (શેઠ) અને મુનીમ વિષે.

૧૯૩. જે કોઈ પોતાને વાસ્તે બીજાને કામ કરવા નીમેછે તેને મુખ્ય કહેછે, અને જે કામ કરવા નીમાય છે તેને મુનીમ કહે છે.

૧૯૪. જેને જાતે વ્યવહાર કરવાનો અધિકાર છે તેજ બીજાને મુનીમ નીમી શકેછે. માટે લગ્ન થયેલી (હયાત ધણીવાલી) સ્ત્રી, બાળક અને ગાંડા માણસને મુનીમ નીમવા અધિકાર નથી.

૧૯૫. મુનીમ ત્રણ પ્રકારના હોય છે. ૧ મુખ્યને જે કામ કરવાનો અધિકાર છે તે સર્વ કામ કરવા સારૂ નીમાય છે તે. ૨ વિશેષ કામ સારૂ નીમાય છે તે. ૩ બીજા વ્યવહાર ઉપરથી મુનીમ હોવાને જે વિષે અનુમાન થાય છે તે.

૧૯૬. મુનીમને મુખ્યે એક અથવા એકથી વધારે જે કામ કરવા કહેલું હોય તે અને તે વિશે જે કરવાનું જરૂર પડે તે સર્વે મુખ્યના આપેલા અધિકાર પ્રમાણે મુનીમે હુશીઆરી રાખી વિશ્વાસુપણે કરવાં જોઈએ.

૧૯૭. મુનીમને સોંપાયલા અધિકારના દરમિયાન તે શુદ્ધ બુદ્ધિથી તથા વિશ્વાસુપણે મુખ્યના ફાયદા સારૂ જે કાંઈ કામ કરેછે તેનો નફો નુકશાન મુખ્યને શિર રહેછે. મુખ્યની ત્રાહીત પ્રતેની વિશેષ જવાબદારી બાબત કલમ ૨૦૭ જુઓ.

૧૯૮. મુખ્યે જે અધિકાર આપ્યો હોય તેની મર્યાદા મુકી કામ કરવા મુનીમને અધિકાર નથી; તે છતાં તે અધિકાર ઉપરાંત કામ કરે તો તેમાં ફાયદો થાય તે લેવા મુખ્યનો અધિકાર છે; પણ નુકશાન થાય તો મુનીમે ભોગવવું જોઈએ. અગર તે કામ મુખ્યે માન્ય કીધું તો મુનીમ જવાબદારીમાંથી છુટેછે.

૧૯૯. મુનીમે કોઈ કામ કરી શેઠને ખબર લખી અથવા બીજે પ્રસંગે શેઠને ખબર થઈ અને શેઠે તેને મંને ન લખી તો શેઠે મુનીમનું તે કામ માન્ય કીધું કહેવાય.

૨૦૦. મુનીમ પોતામાં અમુક કામ કરવાની પોહોચ અથવા જ્ઞાન નથી એમ જાણતાં છતાં તથા તે મુખ્યને નહિં જણાવતાં કોઈ કામ કરે, અથવા કરવાની કબુલાત આપે તેમાં તે મુનીમે કરેલી ગફલતથી કે અપોચાઇથી નુકશાન થાય તેની જવાબદારી મુનીમ ઉપર રહી શકતી નથી:—શેઠે તેને જોઈ તપાસી રાખવો જોઈએ.

૨૦૧. કોઈ વસ્તુની ખરીદી ઉપર નીમાયલો મુનીમ સસ્તો માલ જાણી પોતાસારૂ ખરીદ કરી શકે નહીં, કદાચ કરે અને શેઠની પરવાનગી ન લે તો તેમાં નફો થાય તો શેઠ લઈ શકેછે, અને તોટો જાય તો તેનું પરિણામ મુનીમે ભોગવવું પડેછે.

૨૦૨. મુનીમે મુખ્યના ફાયદા સારૂ તેના પૈસા ત્રાયતનેત્યા પોતાને નામે જમે કરાવ્યા હોય તે ત્રાયતઆશામી કાચી પડે અને શેઠના ચોપડામાં તે રકમ ત્રાયતને ખાતે માંડી હોય તો તે પૈસા શેઠના જાય છે; પણ જો તેમ કરવામાં મુનીમની શુદ્ધબુદ્ધિ ન હોય તેમ શેઠના ચોપડામાં તે રકમ ત્રાયતને ખાતે પણ લખેલી નહોય અથવા મુનીમને ખાતે લખેલી હોય તો એ રકમનો મુનીમ જવાબદાર થાયછે.

૨૦૩. મુનીમને જેટલો અધિકાર મુખ્યે આપ્યો હોય તેથી વિરૂદ્ધ અથવા વધારે તેણે કરયું હોય તો પણ ત્રાયતને ઘર શેઠને ખાતે રકમ માંડલી હોય તેનો શેઠ જવાબદાર છે, અને તેમાં કાંઈ મુનીમની બદનીયત હોય તો મુનીમ શેઠનો જવાબદાર છે; કેમકે વેપારીઓ મુનીમને અધિકાર આપેછે તેની સર્વેને ખબર આપતા નથી.

૨૦૪. મુનીમે જેવી રીતે કામ કરવું જોઈએ તેવી રીતે ન કર્યું હોય તો પણ તેની મેહેનત એટલે એનો જે પગાર ચડ્યો હોય તે લેવાને તે હકદાર છે; પણ તેને પાછળથી રાખવો ન રાખવો એ શેઠની મરજી ઉપર છે.

૨૦૫. મુનીમની કાંઈ ગફલતથી અથવા તેની સમજ ફેરથી અથવા તેણે શુદ્ધબુદ્ધિએ મુખ્યનો ફાયદો દેખી તેની આજ્ઞા વિરૂદ્ધ કૃત્ય કરયું હોય તેમાંથી મુખ્યને નુકશાન થવાનું તે ન થવા સારૂ મુનીમને કાંઈ ખરચ કરવું પડે તો તે ખરચ મુખ્યે વરતી આપવું પડેછે.

૨૦૬. મુનીમને તેનો મુખ્ય રદ કરે અથવા તેને આપેલો અખત્યાર ખેંચી લેઈ કહાડી મુકે તેની ત્રાયતને ખબર નહીછતાં તે ત્રાયત એ મુનીમ સાથે વ્યવહાર કરે તોપણ મુનીમના પાછળના કૃત્યનો મુખ્ય જવાબદાર થાતો નથી.

૨૦૭. મુનીમને અપાયલા અધિકારની ખબર ન છતાં તેને ત્રાયત તે અધિકાર ઉપરાંત ધીરે અથવા તેથી તેના અધિકાર ઉપરાંત વેપાર કરે તો મુનીમના કૃત્યથી મુખ્ય બંધાયછે.

૨૦૮. વેપારીને ત્યાં નામું માંડવાનું, ઉઘરાણી કરવાનું, માલ ભરાવી તોળાવી દેવાલેવાનું, અને રોકડની લેવડદેવડ કરવાનું, વગેરે જેવો જેનો વેપાર તેવાં કામો હોયછે, ને તે સારૂ તેઓ માણસો રાખેછે તેઓ સર્વે વકીલ અથવા ગુમાસ્તાને નામે ઓળખાયછે, અને જેને જ્યારે જે કામ બતાવે ત્યારે તે કામ કરેછે. આ દેશમાં ઘણુંકરી કામવાર વકીલ હોતાનથી.

૨૦૯. ઉપરની કલમમાં કહ્યા પ્રમાણે આ દેશમાં એક જાતનાં કામ ઉપર ઘણું કરી એકજ વકીલ મુકરર હોતો નથી; તેથી દરેક વકીલ શેઠને નામે ગામમાં વ્યવહાર કરી આવેછે, તેથી શેઠ બંધાયછે.

૨૧૦. મુનીમે પોતાને નામે મુખ્ય સારૂ ત્રાયત પાસેથી વેચાતા લીધેલા માલનાં નાણાં ત્રાયતને આપવા તે અશક્ત હોય અને ત્રાયતને માલમ થાએ કે તે માલ મુનીમના મુખ્યને પહોંચ્યો છે ને તેણે મુનીમ મજકુરને તેના પઈસા આપ્યા નથી તોપણ મુખ્ય મજકુર પાસેથી માલના પઈસા ત્રાયત લેઈ શકે નહી. મુખ્ય પાસે પઈસા લેણા હોયતો મુનીમ લેઈ શકે, અને ત્રાયતનો મુનીમ જવાબદાર છે, કેમકે તેણે મુનીમને નામે ધીરયું છે.

૨૧૧. મુનીમનો અધિકાર બંધ થયા બાબત ઝાહેરનામાં થતાં નથી તેમ વેપારીઓને આપસ આપસમાં કાંઈ લખાણ પણ થતું નથી બાકી જે તારીખથી તેનો શેઠ રજા આપે તે પછી તે કામ ઉપર હોતો નથી તેથી તેનો અધિકાર બંધ થયો સમજાયછે.

૨૧૨. મુનીમે કરેલો સર્વે તરેહનો પૂરો કરાર તેના મુખ્યે પાળવો જોઈએ, તેમાનો કંઈ ભાગ પાળે ને કંઈ ભાગ તે ન પાળે એમ થઈ શકે નહી; કેમકે પોતાના હુદ્દાની રૂએ મુનીમે કરેલાં કામ મુખ્યને માન્ય છે એમ ગણવું જોઈએ.

૨૧૩. મુનીમે મુખ્યનું નામ ન જણાવતાં ત્રાયતને શેઠનો માલ અથવા પઈસા પોતાને નામે ધીરેલા હોય તોપણ મુખ્ય ત્રાયત પાસેથી લેણા પઈસા લેઈ શકેછે અને ત્રાયતનું મુનીમ ઉપર બીજું કાંઈ લેણું હોય તે એ રકમમાંથી ત્રાયત વાળી લઈ શકે નહી.

૨૧૪. ત્રાયતે મુનીમને તેના મુખ્યને આપવાના પઈસા સ્વાધીન કર્યા છતાં તેણે તેના મુખ્યને આપ્યા ન હોય, તેમ મુખ્યના ચોપડામાં પણ જમે કર્યા ન હોય તોપણ ત્રાયતને તે પઈસા મુખ્યે વરતી આપવા પડેછે, અને મુનીમ પાસેથી મુખ્ય તેનો જવાબ લેઈ શકેછે.

૨૧૫. ચાલતા કાયદાથી મનાઈ થયેલો વેપાર કરી મેળવેલો નફો મુખ્યને મુનીમે વરતી આપ્યો ને મુખ્યે માન્ય રાખ્યો હોય તો તેની જવાબદારી મુખ્ય ઉપર રહેછે.

૨૧૬. ગુમાસ્તો પઈસા લેઈ આવતાં અને લેઈ જતાં પઈસા જાય તેમાં ગુમાસ્તાનું કસુર ન હોય તો તે તેના મુખ્યના જાયછે, અને જો તેમાં ગુમાસ્તાની ગફલત કે બદદયાનત હોય તો તે પઈશાનો ગુમાસ્તો જવાબદારછે.

૨૧૭. મુખ્યની ગેરહાજરીમાં કુલ અખત્યાર સોંપાયલો મુનીમ સોંપાયેલી જગાએ મુખ્ય જેવોજ અખત્યાર ચલાવી શકેછે, અને પેહેડીનો હિસાબ જ્યારે જ્યારે તેનો મુખ્ય મંગાવે ત્યારે ત્યારે મોકલવાને મુનીમ બંધાયલો છે; તેમજ મરજીમાં આવે ત્યારે મુખ્ય જાતે જઈ અથવા બીજો માણસ મોકલી તેનો હિસાબ તપાસી અથવા તપાસાવી શકેછે.

૨૧૮. મુનીમ પોતાના મુખ્યના નામવિના પોતાના નામથી લેવદેવ કરે તો તેનો જવાબદાર મુનીમ થાય છે. કદાચ તે લેણદેણ અંદર ખાનેથી તેના મુખ્યની વતીથીજ હોય તો પણ તેના કૃત્યથી મુખ્ય જવાબદાર થતો નથી.

૨૧૯. મુનીમને થોડા વખતને માટે પણ પોતાની બદલીમાં મુખ્યની મંજુરી વિના બીજાને રાખવા હક નથી.

૨૨૦. વેપારીઓ પોતાના ગુમાસ્તાને માલની ખરીદી ઉપર મોકલેછે, ત્યારે પોતાના આડતીઆ અથવા ભલામણીઆ ઉપર તેને પૈસા આપવાની ભલામણ લખી આપે છે. તે બે જાતની હોય છે, છૂટ અને બાંધેલીઃ—છુટ ભલામણમાં ગુમાસ્તો જેટલો ઉપાડો કરે તેનો જવાબદાર તેનો મુખ્ય ભલામણ લખનાર છે; પણ જો મુદત

લગી હોય તો તેટલી મુદતનાં અંદરનાં ઉપાડાથી તે બંધાય છે. બાંધેલી ભલામણમાં જેટલા પઇસાને વાસ્તે અને જેટલી મુદતની અંદર ગુમાસ્તાને આપવાનું લખ્યું હોય તેટલાની જવાબદારી ભલામણ લખનાર ઉપર રહે છે; એથી વધારે જવાબદારી તેને શિર રહેતી નથી.

૨૨૧. મુનીમ અથવા ગુમાસ્તો કોઈ પાસેથી તેના મુખ્ય હસ્તે પોતાના નામનું ખાતું પડાવી પઈસા અથવા માલ લે તો તેમાંથી જેટલું તે ગુમાસ્તા હસ્તેના મુખ્યના નામાંમાં જમે હોય તેનો જવાબદાર મુખ્ય છે, બાકીનો જવાબદાર તે ગુમાસ્તો છે.

૨૨૨ મુનીમે મુખ્યની પુંજીમાંથી તેની પરવાનગી વગર પઈસા લઈ વેપાર કર્યો હોય તો તેમાં નફો થશે તે મુખ્યને લેવા હક છે, અને નુકશાન થશે તો પઈશા તથા તેનું વ્યાજ મુનીમ ભરી આપવું પડશે.

## प्रकरण ७ मुं.

### ભલામણીઆ બાબત.

૨૨૩. હરકોઈ સખ્સ બીજે ગામે પોતાનું કામકાજ કરવાની આડત જે સખ્સની સાથે રાખેછે તેને ભલામણીઓ કહેછે.

૨૨૪. વેપારીઓ પોતાનો માલ વેચવા બીજે ગામે ભલામણીઆને મોકલેછે તથા ભલામણીઆની મારફત ત્યાંથી માલ ખરીદ કરાવી મંગાવેછે.

૨૨૫. માલ સંભાળી લેવોદેવો, રવાનો કરવો, વેચવો સાટવો, વચેલા માલના પૈસા વસુલ કરવા, રીતીસર હિસાબ રાખવો, તથા તે હિસાબ માલધણીને ઉતારી મુકવો, એટલું કામ ભલામણીઆનું છે, અને તે કામ કરવાના બદલામાં તેને હકસી મળેછે. તે શિવાય જગાત, ભાડાં વિગેરે માલસર ખરચ થાય તે સર્વે માલધણી તેને જુદું વરતી આપેછે.

૨૨૬. ભલામણીઆને હકસી આપવાનો રીવાજ ભુજ, માંડવી, મુનરા અને અંજારમાં નીચે પ્રમાણે છેઃ—

ભુજમાં—ધાન ઉપર ભુજથી ઉગમણી કોર કળશી એકે કોરી એક અને ભુજથી આથમણી કોરે સેંકડે ટકા એક લેખે અને તે શિવાય સર્વ માલની હકસી સાજા કચ્છમાં સેંકડે ટકા એક લેખે તથા સોનું, રૂપું, સિક્કા તથા હુંડીની હકસી સેંકડે આના બે લેખે વરતી દેવાનો રીવાજ છે; પણ ભલામણીઆ સાથે કાંઈ વિશેષ કરાર થએલ હોય તો તે પ્રમાણે હકસીનું તેને વરતી અપાયછે.

માંડવી તથા મુનરામાં પણ ભુજ પ્રમાણે રીવાજ છે, અને દેશાવર (પરદેશ) વાળાને ટકા એક લેખે હકસી વરતી અપાયછે.

અંજારમાં—વાગડનાં ધાનની હકસી કળશી એકે કોરી એક તથા કપાસની હકસી સેંકડે ટકા ૦॥ થી ૦॥। સુધી ભલામણીઆને વરતી અપાયછે. ને વાગડના વેપારી હરેક માલ ત્યાંથી ખરીદ કરે તેની હકસી ટકા ૦॥। થી ૧ સુધી ભલામણીઆને આપેછે. દેશાવરથી જે માલ ખરીદ થાય તેની હકસી ટકા એક લેખે વરતી અપાય છે. અને દેશાવરના વેપારીઓ તરફથી કપાસની ખરીદી કરાવે તેની હકસી ટકા ૦॥ થી ૧ સુધી ઠરાવ પ્રમાણે આપેછે.

૨૨૭. વેપારીનો માલ ભલામણીઆના કબજામાં હોય તે વખતે માલને કજા લાગે તેમાં ભલામણીઆની બદદાનત ન હોય તો તેનો જવાબદાર ભલામણીઓ થતો નથી; તેમજ આસામી ખાધ એટલે કળખોટ થાય તેનો જવાબદાર પણ ભલામણીઓ થતો નથી; મગર ધીરધારમાં જાણીજોઈ ભલામણીએ કાંઈ દગા કરીછે એમ માલુમ પડે તો તથા તેની બદદાનતથી માલને કજા લાગી હોય, અથવા ભલામણ લેતી વખત એક ટકાથી વધારે હકસી ઠેરાવી આસામી ખાધનો બોજો તેણે પોતાઉપર રાખ્યો હોય તો તેનો જવાબદાર ભલામણીઓ છે.

૨૨૮. કોઈ વેપારીનો માલ બંદરેથી આવે તે માલ ભલામણીઓ સંભાળી લઈ વેપારીને મોકલી આપે તેનું મેહનતાનું સેંકડે

ટકા ાા લેખે અથવા તેથી વધઘટ કરાર મુજબ ભલામણીઆને મળેછે, તેને પણ હકસી કહેછે.

૨૨૯. ભલામણીયો પોતાના હવાલામાં વેપારીનો માલ આવે તે ઉપર તે માલધણીની હુંડી હોય તે સિકારી આપી નાણાં ધીરે છે, ને તે નાણાનું વ્યાજ હકસીથી ઉપરાંત તેઓના આપસના ઠરાવપ્રમાણે વરતી લેછે; પણ ભલામણીઆ અને માલધણીના વચમાં એવો ઠરાવ હોય તો માલધણી હુંડી લખેછે. નહીતર તેમ થતું નથી.

૨૩૦. ભલામણીઓ જે તારીખે માલ ખરીદ કરે તે તારીખથી જેના થકો માલ ખરીદ થયો હોય તેના ઉપર તે માલનો જોખમ શરૂ થાયછે.

૨૩૧. વેપારી જે માલ મંગાવે તે માલ બીજા પાસેથી ખરીદ ન કરતાં ભલામણીઓ પોતાના માલમાંથી મોકલે, તેના ભાવ બાબત તકરાર પડે તો જે દિવસે જે ગામથી ભલામણીએ માલ રવાને કર્યો હોય તે દિવસે તે ગામે જે ભાવ હોય તે ભાવ વેપારી વરતી આપે. વધારે ભાવ લેવા ભલામણીઆનો હક નથી. બીજો મત એવો છે કે ભલામણીયાએ પોતાનોજ માલ વેહેચી આડતીયાને માટે ખરીદ કર્યો હોય ને તે ખરીદીની ખબર આડતીયાને લખી હોય અને આ તમામ કૃત્ય સાફ, શુદ્ધ બુદ્ધિથી થયલું છે એમ સાબીત થાય તો એ ખરીદીની તારીખનો ભાવ વરતી અપાય છે.

૨૩૨. વેપારી બાંધી પીઠે એટલે ભાવનો અંક મુકરર બતાવી માલ ખરીદ કરવા ભલામણીઆને લખે તે છતાં ભલામણીઓ તેથી વધારે ભાવે માલ ખરીદ કરે તો જેટલો ભાવ તેણે વધારે ખરચ્યો હોય તેનો જવાબદાર માલ મંગાવનાર વેપારી થતો નથી.

૨૩૩. માલની કીમત ઉપરાંત પાડો તથા મીઠાઈ અને ચડતો ટકો કેટલેક ઠેકાણે લેવાની ચાલ છે. તે ભલામણીઆને આવેલ હોય તે લેવાનો હક માલધણીનો છે; પણ જો ઠરાવ એમ હોય કે તે બધી બાબત અથવા તેમાંની એક ભલામણીઆને હકસી ઉપરાંત આપવી તો તેમ થાયછે.

૨૩૪. વેપારીએ જે માલ મંગાવ્યો હોય તેનો જોખમ ઉતરાવવા તેણે ભલામણીયાને સાધારણ રીતે લખ્યું હોય; મગર કોઈ પણ અટકાવથી અથવા ગફલતથી ભલામણીએ તે માલ મોકલતાં જોખમ ઉતરાવેલો ન હોય ને તેમાં તેના કપટનો અભાવ હોયતો એ માલને જોખમ લાગે તો પણ તેના ઉપર જવાબદારી રેહેતી નથી; પણ વેપારીએ ખસુસ કરી લખ્યું હોય કે, જોખમ ઉતરે તોજ માલ ચઢાવવો છતાં ભલામણીએ જોખમ ઉતરાવ્યો ન હોય ને તે માલને કજા લાગે તો તે જવાબદાર છે. બીજો મત એવો છે કે, માલ રવાને થવા અગાઉ ભલામણીયાને તે માલનો જોખમ ઉતરાવવાનો સમાચાર પોહોચ્યો હોયતો જોખમ ઉતરાવવાની લખાવટ સાધારણ અથવા ખસુસ ગમે એવી હોય પણ તે જોખમ ઉતરાવવાને બંધાયલો છે; છતાં તે જોખમ ઉતરાવે નહીં ને તે માલને કજા લાગેતો તેનો જવાબદાર ભલામણીઓ થાયછે.

૨૩૫. કોઈ વેપારી પોતાના ભલામણીઆને એવી છુટ લખે કે કોઈ પણ માલ કમાણી જેવો હોય તે અમારી વતી ખરીદ કરી મોકલવો, તો ભલામણીઓ તેની નજરમાં આવે ત્યારે જે માલ ખરીદ કરી મોકલે તેનો જોખમ માલ મંગાવનાર વેપારીને શિર છે.

૨૩૬. વેપારી ભલામણીઆને ભાવનો મુકરર આંક નાંખી કોઈ માલ ખરીદ કરવા લખે તેથી અગાઉ એજ જાતનો માલ ઓછે ભાવે ભલામણીએ પોતા ઉપર ખરીદ કરેલો હોય તેમાંથી તે માલ ભલામણીઓ મોકલે તો જે દીવશે તે માલ મોકલે તે દીવસનો જે બજારભાવ હોય તે ભાવ ભલામણીઓ લઈ શકે. માલ મંગાવનાર વેપારીએ વધારે ભાવ લખ્યો હોય તે પ્રમાણે વધારે ભાવ ભલામણીઓ લઈ શકે નહી; તેમજ માલ મંગાવનાર વેપારી એવી તકરાર કરે કે જે ભાવે ભલામણીએ ખરીદ કરેલોછે તે ભાવ વરતી આપું તો તે ઉજર તેનો પણ ચાલે નહીં.

૨૩૭. વેપારીએ મુદત બંધી એટલે અમુક મુદત સુધી માલ મોંકલવા ભલામણીઆને લખ્યું હોય તે મુદતના અંદર ભલામણીઓ માલ ન મોકલે તેથી ભલામણીઆ ઉપર જવાબદારી રેહેતી નથી.

૨૩૮. વેપારીએ જે મુદત સુધી માલ મોકલવા ભલામણીઆને લખ્યું હોય તે મુદતના અંદર ભલામણીઓ માલ રવાને કરે અને કોઈ કારણસર રસ્તામાં ઢીલ થવાથી માલ મુદત પછી પોહોંચે અથવા મુદતના અંદર માલ ખરીદ કર્યો હોય અને ભાડાં વિગેરેના અટકાવથી માલ રવાને થવામાં ઢીલ થવાને લીધે તે માલ મોડો પોહોચે તો તેનો જવાબદાર ભલામણીઓ થતો નથી.

૨૩૯. ભલામણીઆને જે મુદત સુધી માલ મોકલવા લખ્યું હોય તે મુદત સુધી ન મોકલતાં પાછળથી એટલે મુદતવીત્યા પછી તે ખરીદ કરી મોકલે તો તેમાં કંઈ નુકશાની જાય તેનો જવાબદાર ભલામણીઓ થાયછે.

૨૪૦. ભલામણીઆને જે જાતનો માલ ખરીદ કરી મોકલવા લખેલું હોય તે ન મોકલતાં તે બીજી જાતનો માલ મોકલે ને તે રાખવામાં નુકશાન હોય તો માલ મંગાવનાર તે રાખવાને બંધાયલો નથી. જો તે માલ તે રાખે નહીં તો ભલામણીઆને લખી તેનો સમાચાર મંગાવી પાછો મોકલી શકે, અથવા તેના તરફથી વેચી નુકશાન જાય તે, તે પાસેથી વરતી લેવા તેનો હક છે.

૨૪૧. વેપારીએ પોતાનો માલ અમુક ભાવે વેચવા ભલામણીઆને લખ્યું હોય છતાં ભલામણીઓ માલધણીની પરવાનગી મંગાવ્યા વિના ઓછે ભાવે વેચે તો ઓછા ભાવનો જવાબદાર ભલામણીઓ થાયછે; પણ જો એવો સબબ હોય કે માલધણીનો સમાચાર મંગાવવામાં હરકત હોય ને માલ પડયો રહેવાથી માલધણીને નુકશાન પોચવાનો સંભવ છે તો માલધણીના ફાયદા સારૂ શુદ્ધ બુદ્ધિથી ભલામણીએ અગર ઓછે ભાવે માલ વેચ્યો હોય તો પણ તેની જવાબદારી તે ઉપર રહેતી નથી.

૨૪૨. વેપારીનો માલ તેનો ભલામણીઓ વેચે તેમાંથી તે (ભલામણીઓ) પોતા સારૂ ખરીદ કરે તો જે દિવસે તેણે માલ ખરીદ કર્યો હોય તે દિવસના બજારભાવ પ્રમાણે તેના પૈસાનો જવાબદાર ભલામણીઓ છે.

૨૪૩. ભલામણીએ માલધણીના લખેલા ભાવ ઉપર નજર રાખી તેનો માલ વેચવો જોઈએ, તથા તે સારૂ ખરીદ કરવો જોઈએ, ને જો બજારભાવ વધઘટ હોય ને માલધણીએ તેને મુખત્યારી લખી ન હોય તો તે વીશે ભલામણીએ લખી પુછવું જોઈએ; નહીંતર ભલામણીઓ જવાબદાર થાએછે.

૨૪૪. ભલામણીએ માલધણીનો આંકડો જેમ બને તેમ સફાઈથી તરત ઉતારી મુકવો જોઈએ, ને તેના પઈસા લેણા થાય તે તેની મંજુરી વગર ભલામણીઓ રાખે તો તે વ્યાજનો જવાબદાર થાયછે.

૨૪૫. માલધણીની મરજીમાં આવે ત્યારે ભલામણ બંધ કરવાને તથા ભલામણીઆ પાસે તેનો બાકી રહેલો માલ હોય તે સંભાળી લેવાને તથા ઉઘરાણી હોય તે પણ પોતાના કબજામાં લે ઉઘરાવી લેવાને તે માલધણી મુખત્યાર છે.

---

# પ્રકરણ ૮ મું.

## પંતીઆણું.

૨૪૬. બે કિંવા અધિક માણસો એકઠા થઈ કંઈ વેપાર કરે ને તેમાં જે નફો નુકશાન થાએ તે પોતામાં વેચી લેવા ઠરાવ કરે તેને પંતીઆણું અથવા ભાગીદારી કહેછે.

૨૪૭. પંતીઆણો વેપાર મુખ્ય નીચે લખ્યા ધોરણથી થાયછેઃ—

૧. એક ભાગદાર પોતાની રાશ આપેછે અને બીજા ભાગદાર ઉપર વેપાર ચલાવવાનો સર્વ બોજો હોયછે. પેહેલાને રાશનું વ્યાજ મળતું નથી, અને બીજાને તેની મેહેનતનો બદલો મળતો નથી.

૨. વેપાર બંને મળી કરેછે પણ રાશ એકનીજ હોયછે તો રાશનું વ્યાજ તે ભાગદારને બીજો ભાગદાર વેપાર ખાતે ઠરાવ પ્રમાણે વરતી આપેછે.

૩. બંને ભાગદાર ભાગ પ્રમાણે પોતપોતાની રાશ આપી ભેળા

થઈ વેપાર કરેછે. અને જો કોઈની વધારે રાશ હોય તો તેટલાનું તેને વ્યાજ મળેછે.

૪. બંને ભાગદાર ભાગ પ્રમાણે રાશ આપેછે, પણ ધંધામાં તેમાંનો એકજ રોકાય તો રોકાયલા ભાગદારને મેહેનતના બદલામાં મજમુંમાંથી ઠરાવ પ્રમાણે પગાર વરતી અપાયછે.

૫. રાશ આપનારનો વ્યાજના બદલામાં વધારે ભાગ ઠરાવેલો હોયછે તેને વ્યાજ જુદું મળતું નથી.

૬. વારસાના હકથી થએલો પંતીઆળો વેપાર.

૭. ચાકરીના બદલામાં ગુમાસ્તાને ફકત નફામાં જુજ ભાગ ઠરાવી અપાયછે.

૨૪૮. પંતીઆળો વેપાર ચાર પ્રકારથી થાયછે. પેહેલો—બધા ભાગીદારોનાં નામથી. બીજો—એકાદ બેનાં નામ ખુલ્લાં ને બાકીના ભાગીદારોનાં નામ ગુપ્ત રહેછે. ત્રીજો—એકાદ બેનાં નામ ખુલ્લાં અને બાકી ભાગદારોની જગોએ કંપની લખાયછે. ચોથો—જેનો પંતીઆળા સાથે કંઈ સંબંધ ન હોય એવા ત્રાયતના નામથી ભાગદારી વ્યાપાર ચાલેછે, અને પંતીઆળાના ખરા ભાગદારોનાં નામ ગુપ્ત રહેછે. જેનાં નામથી વેપાર ચાલતો હોય તેને પ્રસિદ્ધ ભાગદાર કહેવાયછે. જે ભાગદારનાં નામ પ્રસિદ્ધ ન હોય તે ગુપ્ત ભાગદાર કહેવાયછે. ને જેનો ભાગ ન હોય અને તેનું નામ ચાલતું હોય તે નામનો ભાગદાર કહેવાય છે.

૨૪૯. પંતીઆળા વેપારનો કરાર લખીત થાયછે, અને જે લખતા નથી તે હિસાબના મુખ્ય ચોપડામાં જેવી રીતની સમજણ હોય તેવી રીતે મથાળામાં અથવા કોઈ રકમની અંદર લખેછે, અને જ્યારે તે વેપાર બંધ કરવાનો હોય ત્યારે પોતામેળ કહાડી લેણદેણ વિગેરે જે હોય તે વેચી લેછે; એટલે વેપાર બંધ થયો ગણાય છે.

૨૫૦. પંતીઆળામાં નવો ભાગદાર દાખલ કરવો હોય તો બધા ભાગદારોની સમત્તિથી થાય છે, અને તેનો દાખલો નામાના

મથાળામાં અથવા કોઈ રકમમાં લખાય છે. કોઈ વખત એક તરફ જેના નામથી વહીવટ ચાલતો હોય તે અને બીજી તરફ નવો ભાગદાર આપસમાં ઠરાવ પ્રમાણે સામસામાં લખત પણ કરી આપેછે.

૨૫૧. દલાલ અથવા મપારા તેના ધંધાની વસ્તુના કોઈ વેપારમાં ભાગદાર થઈ શકતા નથી.

૨૫૨. પંતીઆળા વેપારમાં ભાગદારો હિસાબની ચોખ કરે ત્યાં સુધી તેમાંના દરેક જે ઉપાડો કરે તે હિસાબમાં તેને ખાતે મંડાય છે, ને હિસાબની ચોખ થાય ત્યારે જેટલી રકમ જેણે ઉપાડેલી હોય તે વરતી આપેછે. જો ઉપાડાની હદ ઠરાવી હોય તો તેથી વધારે કોઈ ભાગદાર ઉપાડી શકે નહીં.

૨૫૩. પંતીઆળા વેપારના દરેક ભાગદારને પંતીઆળાનો હિસાબ કોઈ પણ વખતે તપાસવાને અધિકાર છે.

૨૫૪. પંતીઆળા વેપારમાં નફો નુકશાન થાએ તે સહુ ભાગદાર ભાગ પ્રમાણે વેચી લેદે પણ જો શેઠે વકીલને ફકત નફામાંથીજ ભાગ કરી આપ્યો હોય તો તોટામાં વકીલ ભાગ આપતો નથી.

૨૫૫. જેના હાથમાં પંતીઆળા વેપારનો વહીવટ છે તે ભાગદાર મજમુની રાશમાંથી બીજા ભાગદારોની મંજુરી વગર તથા તેઓના અજાણપણામાં પૈસા ઉપાડી તેમાંથી આંગત વેપાર કરે તો તે વેપારમાં નફો થાય તે બધા ભાગદારો મજમુમાં લઈ શકેછે, અને ખોટ જાય તે વ્યાજ શીખે જેના હાથમાં વહીવટ હોય તે ભાગદાર ઉપર પડેછે. કદાચ ઉપાડેલા પૈસા તેણે પંતીઆળાના ચોપડામાં શાહુકારી રીતે પોતાને ખાતે માંડયા હોય તોપણ એજ રીતે થાયછે. બીજો મત એવો છે કે, જો ઉપાડેલા પૈસા સાહુકારી રીતે મજમુના ચોપડામાં તે ભાગદારે પોતાને ખાતે માંડયા હોય તો તેમાંથી કરેલો વેપાર તેનો આંગત કેહેવાય; પણ જો ખાતે માંડયા વિના તે પૈસામાંથી આંગત વેપાર કર્યો હોય તો તે વેપારમાં લાભ થાય તે બીજા ભાગદારો મજમુમાં લઈ શકેછે.

૨૫૬. પંતીઆળા વેપારના સર્વ ભાગદારોએ માહોમાંહિ ભાગદારી સંબંધી કામો પ્રમાણીકપણે કરવાં જોઈએ, અને જેના હાથમાં પંતીઆળાનો વહીવટ હોય તેણે બીજા ભાગીદારોની મંજુરી વગર પંતીઆળાનો માલ આંગત વેચાણ લેવો ન જોઈએ; તેમજ પોતાનો આંગત માલ પંતીઆળામાં વેચાણ આપવો ન જોઈએ.

૨૫૭. પંતીઆળા વેપારમાં જેનું નામ ચાલતું હોય તે ફકત નામનો ભાગદાર હોય તો તે પંતીઆળા ઉપરના લેણાની જવાબદારી વિશે બે રીત છે. પેહેલી—જે "નામનો ભાગદાર" જાણેછે કે મારૂં નામ અમુક સખ્સો ચલાવેછે અને તે જાણતાં છતાં પોતાનું નામ ચલાવવા દેછે તે નામવાળો દેણાનો જવાબદાર થાયછે; પણ તેનાથી દઈ શકાય નહીં, અથવા થોડુ દેવાય તો બધું દેણું અથવા ઓછું થાય એટલું પંતીઆળાના ચોપડા ઉપરથી જેટલા ભાગદારનાં નામ માલુમ પડે તે સર્વ ભાગ પ્રમાણે આપવા બંધાયલા છે. બીજી—જે નામનો ભાગદાર જાણતો નથી કે મારૂં નામ ચાલેછે અથવા તે નામવાળો છેજ નહીં તો એ પંતીઆળામાં ચોપડા ઉપરથી જેટલા ભાગદાર સાબિત થાય તે ભાગ પ્રમાણે બધાં દેણાના જવાબદાર છે.

૨૫૮. જે પંતીઆળામાં અમુક સખ્સ અને કંપનીને નામે વેપાર ચાલતો હોય તે પંતીઆળાના ચોપડા ઉપરથી જેટલા ભાગદાર નીકળે તે સર્વ ભાગદારો તે પંતીઆળાના દેણાના ભાગ પ્રમાણે જવાબદાર થાયછે.

૨૫૯. વડીલોપાર્જીત મજીઆરામાં વડીલનું નામ અથવા ઘરમાંથી કોઈ પણ એકનું નામ ચાલતું હોય તોપણ મજીઆરાના દેણામાં ચોપડા ઉપરથી જેટલા ભાગદારો માલમ પડે તે સર્વે તે દેણાના ભાગ પ્રમાણે જવાબદાર છે.

૨૬૦. કલમ ૨૫૭-૨૫૮-૨૫૯ માં લખ્યા શિવાય પંતીઆળાના દેણાની જવાબદારી બાબત ત્રણ તરેહના મતો જાહેર થયાછે, પેહેલો—જેના નામથી વહીવટ ચાલતો હોય તે પંતીઆળા વેપારના દેણાનો જવાબદાર છે; અને પંતીઆળાની મીલકત તથા ચોપડાનો મા-

લિક પણ લેણદારોના સંબંધમાં તેજ છે. બીજો—પંતીઆળા વેપારમાં જેનું નામ ચાલતું હોય તે મુખ્યત્વે કરીને જવાબદાર છે; પણ તે આપવાને અશક્ત હોય અથવા ઓછું આપી શંકે તો પંતીઆળાના ચોપડા ઉપરથી જેટલા ભાગદાર માલમ પડે તે સર્વે બધાં અથવા બાકી ત્રુટે તેટલા દેણાના ભાગ પ્રમાણે જવાબદાર છે. ત્રીજો—પંતીઆળા વેપારમાં નામ ગમે તેનું ચાલતું હોય પણ પંતીઆળાના ચોપડા ઉપરથી જેટલા ભાગદાર માલમ પડે તે સર્વે ભાગ પ્રમાણે દેણાના જવાબદાર છે; તેમજ લેણાના, હકદાર પણ તેઓ સર્વે છે.

૨૬૧. પંતીઆળાના ભાગદારોમાંથી કોઈપણ ભાગદાર ભાગીદારીમાંથી તેની મરજી થાય ત્યારે છુટો પડી શંકેછે. જો તે શુદ્ધ બુદ્ધિથી અને જાહેર રીતે બીજા ભાગદારોથી ફારકતી કરી જુદો થયો હોય તો પછી તે પંતીઆળાના આગળના દેણાંનો જવાબદાર રહેતો નથી; પણ જો જાણી જોઈને લેણદારોને રડાવવા વાસ્તે ભાગદારોએ પોતામાં કૃત્રિમ ફારકતીઓ બનાવી હોય એવું તપાસ કરતાં સિદ્ધ થાય તો પંતીઆળા ઉપરના લેણદારના કરજથી તે છુટી શકતો નથી. આ વિષે બીજો મત એવો છે કે, કોઈ પણ ભાગદાર ગમે ત્યારે છુટો પડી શંકેછે; પણ જે તારીખે તે છુટો પડે તે તારીખ સુધીનાં (પંતીઆળા ઉપરના) લેણદારોની સંમત્તિ વિના તેના કરજથી તે છુટો પડી શકતો નથી. જો તેના છુટા પડવા પછી તેમાંના કોઈ પણ લેણદારે પંતીઆળાનાં કાયમ રહેલા ભાગદારો સાથે લેણદેણનો વહીવટ ચલાવ્યો હોય તો છુટા પડેલો ભાગદાર તેના લેણાની જવાબદારીથી મુક્ત થાયછે.

૨૬૨. પંતીઆળા વેપારનો વહીવટ ભાગદારોમાંથી જે એકજણના હાથમાં હોય તે વહીવટ કરનાર બીજા ભાગદારોથી બંધાએલો હોય કે મારે આંગત વેપાર કરવો નહીં, છતાં તે આંગત વેપાર કરે તો તેમાં નફો થાય તે મજમુના વહીવટમાં બીજા ભાગીદારો લઈ શંકે છે; પણ જો ખોટ જાય તો બીજા ભાગદારોને તેનું પરિણામ ભોગવવું પડતું નથી. જો તે એવી સરતથી બંધાયલો ન હોય તો તે આંગત વેપારનો નફો થાય તે લઈ શંકે છે; મગર તે આંગત વેપા-

રનો દાખલો શિરૂઆતથીજ હિસાબમાં સાહુકારી રીત પ્રમાણે રહેવો જોઈએ.

૨૬૩. પંતીઆળા વેપારના ભાગદારોમાંથી કોઈ આસામી દેવાળું કહાડે અથવા નાસી જએ તોપણ પંતીઆળા વેપાર ઉપરનો લેણદાર પંતીઆળાની મિલકતમાંથી પોતાનું લેણું લેવાને હકદાર છે; પણ મિલકત કાંઈ ન હોય અથવા મિલકતમાં કંઇ તોટો હોય તો તોટામાં સહુ ભાગદાર સરખા દેણદાર છે, વાસ્તે જે આસામી નાસી ગયો હોય તેના ભાગના દેણાના જવાબદાર બીજા ભાગદાર થતા નથી.

૨૬૪. કોઈ ભાગદાર મરી જએ તો તેના વારસને તેની જગોએ ભાગદારીમાં દાખલ થવા સારૂ બાકીના ભાગદારોની નવી મંજુરી મેળવવાની જરૂર રહેતી નથીઃ તે તેના બાપની જગોએ ભાગદાર છેજ, એમ ગણાય છે; પણ જો તે પોતે બીજા ભાગદારોથી છુટો થવા ચાહે અથવા બીજા ભાગદારો મળી તેના ભાગ રાખવા ખુસી ન હોય તો, ત્યાંસુધીના પંતીઆળાના હિસાબની ચોખ થઈ રહ્યા પછી તેમાંથી તે છુટો થાયછે.

૨૬૫. પંતીઆળું છુટવાને નીમેલી મુદત નથી; ભાગદારોની જ્યારે મરજી હોય ત્યારે પંતીઆળું છુટી શકે.

૨૬૬. ભાગદારોએ આપસમાં કરેલા કરાર વેપારના સાધારણ નિયમથી વિરૂધ હોય તો તે ત્રાહીત સાથે કરેલા વ્યવહારને લાગુ પડતા નથી.

૨૬૭. ભાગદારોમાંનો કોઈપણ ભાગદાર ભાગદારી સંબંધી ત્રાહીત સાથે જે વેપાર કરે તેથી બીજા સર્વ ભાગદારો બંધાએછે.

૨૬૮. ભાગદારોમાંના કોઈએક ભાગદારને ભાગદારીમાંના લેણા પૈસા દેણદાર આપે તો બીજા ભાગદારોને ન પોહોચ્યા હોય તોપણ દેણદાર દેણાથી છુટેછે.

૨૬૯. ભાગદાર ઉપરનું ખાનગી કરજ ભાગદારી મિલકતમાંથી કોઈ લેણદાર લઈ શકે નહીં; પણ ભાગદારીમાં જેનું નામ ચાલતું હોય તે ઉપર લેણું હોય તે લેણદાર ભાગદારી મિલકતમાંથી લઈ શકેછે.

૨૭૦. કોઈ ભાગદાર આસામી કાચી પડે તો તેથી ભાગદારી તુટી શકતી નથી. બાકી જ્યારે બીજા ભાગદારો સાથે તેની ચોખ થાય ત્યારે તેનો ભાગ ભાગીદારીમાંથી નીકળી જાયછે.

---

# प्रकरण ९ मुं.

## હુંડી.

૨૭૧. હરકોઈ સખ્સ શાહુકારને ત્યાં નાણાં ભરી અથવા પોતાને વ્યવહારે તે પાસેથી બીજે ગામે તે નાણાં મળવા ત્રીજા ઉપર લખાવી લે તેને હુંડી કહેછે. હુંડીમાં જેણે હુંડી લખાવી હોય તે પાસેથી નાણાં રાખ્યાં લખાયછે અને જેને નાણાં મળવાનાં હોય તેને તે નાણાં આપવાનું લખાયછે. જે હુંડીમાં તે બેઉનાં નામો અથવા જેને નાણા મળવાનાં હોય તે એકનું નામ લખવામાં ન આવે તે હુંડીમાં તે નામની જગાએ "શાહ" એવો શબ્દ મુકેછે, અને પછી નાણાં આપવાની મુદત અને છેવટ વધારે હકીકતનો જુદો કાગળ લખવાનો તેમાં ઈ-સારો બતાવેલો હોયછે. હુંડીના નમુના નિશાની क, ख ના જોવા.

૨૭૨. હુંડીના મુખ્ય બે પ્રકાર છે. એક નામજોગની હુંડી, બીજી શાહાજોગની.

૨૭૩. જે હુંડીમાં જેને નાણાં મળવાનાં હોય તેનું નામ સ્પષ્ટ લખેલું હોય તેને નામજોગ હુંડી કહેછે, અને જેમાં નામની સાથે વિશેષ ઓળખાણ સારૂ તેના શરીર ઉપરનાં ચિન્હો લખેલાં હોય તે નામજોગ હુંડીને એધાણજોગ હુંડી કહેછે.

૨૭૪. જે હુંડીમાં જેને નાણાં મળવાનાં હોય તેનું નામ લખેલું ન હોય ને તેની જગોએ શાહજોગ આપવાનું લખેલું હોય તેને શાહ-જોગ હુંડી કહેછે.

૨૭૫. નામજોગ તથા શાહજોગ હુંડીમાં પૈસા આપવાની મુદત લખાયાથી તેના સંબંધમાં બોલતાં તે દરેકના વિશેષ ત્રણ પ્રકાર થાયછે. તરત મુદતની, દર્શની અથવા ખુડા ઉતાર અને મુદતી.

૨૭૬. જેમાં હુંડી દેખાડથી નાણાં આપવા લખ્યું હોય તેને તરત મુદતની હુંડી કહેછે. એવી હુંડીનાં નાણાં હુંડી દેખાડયા પછી બીજા દિવસ સુધી હુંડીનો સિકારનાર એટલે જેના ઉપર હુંડી હોય તે આપેછે.

૨૭૭. જે હુંડીમાં લખેલું હોયકે "હુંડી દેખાડથી તેજ વખત નાણાં આપવાં" તેને દર્શની હુંડી કહેછે. એવી હુંડીનાં નાણાં હુંડી પોહોચેથી સીકારનારે તેજ વખતે આપવાં જોઈએ.

૨૭૮. જે હુંડીમાં નાણાં આપવાની મુદત લખી હોય તેને મુદતી હુંડી કહેછે. એવી હુંડીમાં એક એક દીવશ અથવા ચાર ચાર દીવશની મુદત લખાયછે. અને લાંબી મુદતની હુંડીમાં ત્રીશ, પીસ્તાળીશ, પાંસઠ, અથવા એકાણું દીવસની મુદત લખાયછે.

૨૭૯. મુદતની હુંડીનાં નાણાં નીચે લખ્યા પ્રમાણે સીકારનાર આપેછે:—

**ભુજમાં**—એક એક દીવસની મુદત હોયતો તેનાં નાણાં હુંડી દેખાડયા પછી પાંચમા દીવસથી બારમા દીવસ સુધીમાં જે વેપારીની પેહડીનો જેવો રીવાજ હોય તે પ્રમાણે તે આપેછે. જે હુંડીમાં ચાર ચાર દીવસની મુદત લખી હોય તેનાં નાણાં હુંડી દેખાડયા પછી સતરમા દીવસથી તે પચીસમા દીવસ સુધીમાં અપાયછે. જો હુંડી એકત્રીસ, પીસ્તાલીસ, એકસઠ, અથવા એકાણું દીવસની મુદતની હોયતો હુંડી લખાયાની તારીખથી ગણતાં હુંડીમાં લખી મુદતના દીવસો ઉપરાંત પાંચ દીવસના અંદર તે હુંડીનાં નાણાં અપાયછે; પણ જો એવી હુંડી દેખાડયાને દીવસ હુંડી લખાયાની તારીખથી ગણતાં હુંડીમાં લખી મુદત વીતી ગઈ હોય તો દેખાડયાને દીવસજ સીકારનારે નાણાં આપવાં જોઈએ; કેમકે લાંબી મુદતની હુંડીમાં હુંડી લખાયાની તારીખથી હુંડીમાં લખેલી મુદત ગણતાં મુદત પુરીથએ નાણાં આપવાનું લખાયછે.

**માંડવીમાં**—એક એક દીવસની હુંડીનાં નાણાં આઠ દીવસ સુધીમાં અપાયછે. જો એવી હુંડી હાલાર પારથી પિડીઆ (ધાનના નીછટીઆ વેપારી) અથવા દોશીતો (કાપડનો ધંધો કરનારા

વેપારી ) ઉપરની હોય તો તેનાં નાણાં પંદર રોજથી એક મહીના સુધીમાં અપાયછે. જો હુંડીમાં ચાર ચાર દીવસની મુદત લખી હોય તો તેવી હુંડી દેખાડયા પછી સત્તરમા દીવસથી બાવીસમા દીવસ સુધીમાં તેનાં નાણાં સીકારનાર આપેછે. જો હુંડી એકત્રીસ, પિસ્તાળીસ, એકસઠ, અથવા એકાણું દીવસની લાંબી મુદતની હોય તો તેનાં નાણાં આપવાનો રીવાજ ભુજ પ્રમાણે છે.

**મુનરામાં**—એક એક દીવસની હુંડી હોય તો તેનાં નાણાં હુંડી દેખાડયા પછી આઠ દીવસ સુધીમાં સીકારનાર આપેછે. જો એવી હુંડી દેશ તથા હાલારના કાપડ વેચનાર દોશીતોની લખેલી દોશીત ઉપર હોય તો તે હુંડી દેખાડયા પછી તેનાં નાણાં વીસમા રોજથી તે એક મહીના સુધીમાં સીકારનાર આપેછે. જો એવી હુંડી હાલારના કણીઆ એટલે ધાનના વેપારીની લખેલી હોય તો તે હુંડી દેખાડયા પછી વીસ દીવસ સુધીના અંદર તેનાં નાણાં મળેછે જો હુંડીમાં ચાર ચાર દીવસની મુદત લખી હોય તો તેનાં નાણાં દેખાડયા પછી વીસથી બાવીસમા રોજ સુધીમાં સીકારનાર આપેછે. જો હુંડી એકત્રીસ, પિસ્તાળીસ, એકસઠ અથવા એકાણું દીવસની લાંબી મુદતની હોય તો તેનાં નાણાં આપવાનો રીવાજ ભુજ પ્રમાણે છે.

**અંજારમાં**—જે હુંડીમાં એક એક દીવસની મુદત લખી હોય તેનાં નાણાં દેખાડયા પછી પાંચ રોજથી તે આઠરોજ સુધીના અંદર સીકારનાર આપેછે. જો એવી હુંડી દોશીત અથવા ગાંધી [ વસાણાના વેપારી ] ઉપર માંડવીથી લખેલી હોય તો તેનાં નાણાં એક મહીના સુધીના અંદર ( સીકારનારે ) આપવા રીવાજ છે. જો હુંડીમાં ચાર ચાર દીવસની મુદત લખી હોય તો તે હુંડી દેખાડયા પછી અઢારથી વીસ રોજ સુધીમાં તેનાં નાણાં સીકારનારે આપવાં જોઈએ. જે હુંડી એકત્રીસ, પિસ્તાળીસ, એકસઠ, અથવા એકાણું દીવસની લાંબી મુદતની હોય તે હુંડી લખાયાની તારીખથી ગણતાં મુદતથી એક બે દીવસ વધારે થાય એટલામાં સીકારનાર નાણાં આપેછે, અને દેખાડયાને દીવસ મુદત પુરી થઈ ગઈ હોય તો તેને બીજે દીવસ નાણાં આપવાનો રીવાજ છે.

૨૮૦. માંડવી, મુનરા, અને અંજારમાં ઘણુંકરી દલાલ મારફત હુંડી દેવાય લેવાય છે. કોઈ વખત વેપારીઓ પોતાની મેળે પણ દે લે છે. ભુજમાં હુંડીના દલાલ નથી, તેથી વેપારીઓ પોતે હુંડી લખાવનાર સાથે સમજણ કરેછે.

૨૮૧. હુંડીના દલાલોને માંડવી, મુનરા, અને અંજારમાં કોરીની હુંડી હોય તો સેંકડે છુટા ૨, અને રૂપીઆની હુંડી હોય તો સેંકડે છુટા ૫ લેનાર તથા દેનાર અરધોઅરધ આપેછે. કચ્છના ચાર શેહેરોની હુંડી અંજારમાં લખાયતો કોરી ૧૦૦ એ છુટો ૧ હુંડી લેનાર તથા વેચનાર અથવા લખનાર અર્ધોઅર્ધ આપેછે.

૨૮૨. હુંડી લખાવ્યાની સાથે લખાવનાર હુંડીની પેઠ તથા પરપેઠ લખી આપવાનું કહે તો હુંડી લખનારે લખી આપવી જોઈએ. પેઠ તથા પરપેઠના નમુના નીશાની **ग**, **घ** વાળા આ સાથે સામેલછે.

૨૮૩. **अ** પાસેથી **ब** એ હુંડી લીધા પછી **ब** ને **अ** વિશે તરતજ અધીરજ આવે તો પણ **अ** ઝાહેર રીતે અવિશ્વાસ રાખવા લાયક ન હોય તો તે હુંડી જેના ઉપરની હોય તેને બતાવ્યાશિવાય હુંડીના લખનાર **अ** ને તે હુંડી **ब** થી પાછી આપી શકાય નહીં. જો **ब** ને તરત પૈસા જોતા હોય તો તે **अ** પાસે અથવા બીજા કોઈ પણ પાસે બજાર ભાવે તે હુંડી વેચી શકેછે. જો **अ** અવિશ્વાસ રાખવા. લાયક હોય તો **ब** તે હુંડી તેને પાછી દઈ શકે; પણ તે પ્રસંગે **अ** હુંડીનાં પઈસાનો જામીન આપે તો જેના ઉપરની તે હુંડી હોય તેને દેખાડયાશિવાય તે હુંડી **अ** ને પાછી આપી શકાય નહીં.

૨૮૪. હુંડી લેનારે હુંડી લખાવ્યા પછી જેના ઉપર હુંડી હોય તેને અમુક મુદતના અંદર બતાવવી જોઈએ એવો કઈ નીયમ નથી. હુંડી લખાવનાર અથવા મટાવનારની મરજીમાં આવે ત્યારે તે જેના ઉપર હુંડી હોય તે સીકારનારને હુંડી બતાવે છે.

૨૮૫. હુંડી લખાવનાર અથવા લેનાર સખ્સ તે હુંડી જેના ઉપરની હોય તે આસામીને બતાવવાને બદલે લાંબી મુદત સુધી પોતાપાસે રાખી મુકે દરમીઆન સીકારનાર આસામી કાચી પડી જાય

તોપણ લખનાર અથવા વેચનારને તે હુંડી પાછી મોકલી શકેછે, અને લખનાર અથવા વેચનાર તે હુંડીનાં નાણાં જે દીવસે હુંડી પાછી આવે તે દીવસની પીઠે હુંડી લખાવનાર અથવા લેનારને પાછાં આપવાને બંધાયલો છે, હુંડી લેનારને હુંડી પોતાપાસે રાખી મુકવાના કસુરથી માત્ર ભાવફેર તથા નીકાર સીકાર અને વ્યાજનું નુકસાન થાયછે, કેમકે વાજબી કરતાં વધારે ઢીલ થાયતો વેચનાર અથવા લખનાર તે વરતી આપતા નથી.

૨૮૬. જેના ઉપર હુંડી હોય તે આસામી હુંડી મટાવનારને મળે નહીં તો મટાવનારે હુંડી દેખાડવા જવાના દીવસ સુધાંના સાક્ષી રાખવા જોઈએ, અને પછી હુંડીની મુદત પુરી થવા સુધી તેની રાહ જોવી જોઈએ: મુદત પુરી થવા સુધી પણ તે ન મળે તો તેના પણ સાક્ષી રાખી તે હુંડી લખનાર અથવા વેચનારને મોકલી આપી તેનાં નાણાં નિકાર સિકાર શીખે તે પાસેથી તે (હુંડી લેનાર) પાછા લઈ શકેછે.

૨૮૭. હુંડી ગેરવલે જાય તો હુંડી લેનારના કહેવાથી લખનાર બીજીવાર લખી આપેછે તેને પેંઠ કહેછે પેંઠ જતી રહે તો તે પર પેંઠ લખી આપેછે, અને કદાચ તે પણ જાય તો લખનાર ધણીએ કાગળ લખી આપવો જોઈએ એ સર્વ લખાણમાં આગળનાં લખાણની દાનઈઓ અને એકવાર નાણાં મુજરે દેવાનું લખાયછે, અને લખનાર તેનો દાખલો પોતાના હિસાબમાં પ્રથમ જે જગોએ હુંડી જમે વાસલ કરી હોય તેના માર્જીનમાં આડી લીંટીએ લખી રાખેછે.

૨૮૮. સાહજોગ હુંડીનું વેચાણ થઈ શકેછે, અને નામજોગ હુંડીના વેચાણ વાસ્તે બે મત છે. એક મત એવો છે કે એનું પણ વેચાણ સાહજોગ હુંડીની રીતે થઈ શકેછે. અને બીજો મત એવોછે કે નામજોગ હુંડીનું વેચાણ થઈ શકતું નથી તેનો સબબ એમ બતાવે છે કે હુંડી સીકારનાર તે હુંડીમાં લખ્યા નામ વાળાને હુંડીનાં નાણાં આપવા બંધાયલો છે વળી એવી હુંડી વેચાય તો તે હુંડીને મથાળે વેચાણ બાબત લખાયું હોય તે વેચનાર તરફથી લખાયું છે કે નહીં તે જાણવાને તેના અક્ષર ઓળખવાની અડચણ પડેછે.

૨૮૯. હુંડીનું વેચાણ થાય એટલે હુંડી વેચનાર તથા વેચાણ લેનાર પોતપોતાના ચોપડામાં તે હુંડીના પૈસા જમે ઉધાર કરેછે કેટલાક વેપારી તે હુંડીના મથાળામાં આ હુંડી અમુક સખ્સને અમુક દીવસે વેચાતી આપીછે એમ લખી આપેછે, અને કેટલાક વેપારી મથાળું ભર્યા વગર પણ વેચેછે; મગર નામજોગ હુંડી વેચાય તો મથાળું ભર્યા વગર વેચાય નહીં.

૨૯૦. હુંડીનું વેચાણ થાય તેમાં વટાવ ખોટનું બાંધેલું પ્રમાણ નથી. વેચાણ વખતે લેનાર દેનારની ગરજ પ્રમાણે ઠરાવ થાયછે ને તે મુજબ લેવાય દેવાયછે.

૨૯૧. હુંડી સીકરાવવા સારૂ જે માણસને મોકલી હોય તેનો જવાબ આવવામાં ઢીલ થવાથી મોકલનારે કદાચ હુંડીના લખનાર પાસેથી તે હુંડીની પેંઠ લખાવી લીધી હોય તોપણ હુંડી જેને મોકલી હોય તેનો જવાબ આવવા અગાઉ તે પેંઠ તેનાંથી વેચી શકાય નહીં. હુંડી પોહોચતાં અથવા જવાબ આવતાં ઢીલ થાય તો જેને હુંડી મોકલી હોય તેને તે પેંઠ તેણે મોકલી દેવી જોઇએ.

૨૯૨. સીકારનારને હુંડી દેખાડયાપછી મટાવનાર તે હુંડી વેચી શકેછે; પણ જેની પાસે વેચે તેને સીકારનારની રૂબરૂ કબુલાત કરાવી આપવી જોઈએ.

૨૯૩. જે હુંડી સીકરાય નહીં તે તથા બીજી રીતે પાછી વળેલી હુંડી જેના હાથમાં હોય તે સખ્સ લખનાર શિવાય બીજા કોઈને વેચાણ આપી શકે નહીં

૨૯૪. હુડી સીકરાય નહીં અને પાછી વળે તો હુંડી લેનારને તેના પઈસા ઉપરાંત વ્યાજ નીચે લખ્યા પ્રમાણે હુંડી લખનારે અથવા વેચનારે આપવું પડેછે:—

**ભુજમાં**—એક અને ચાર દીવસની હુંડી હોય તો હુંડી લખવાની તારીખથી અને લાંબી મુદતની હોય તો જે મુદતે નાણાં દેવા લખ્યું હોય તે મુદત પુરી થયાથી તે પાછી વળી આવ્યા સુધીનું વ્યાજ ટકા એક લેખે હુંડી લેનારને હુંડી લખનાર અથવા વેચનારે આપવું

પડેછે. જો લાંબી મુદતની હુંડીના દીવસ ગણતાં એક મહીનાથી ઓછા થતા હોય તોપણ તેનું વ્યાજ એક મહીનાનું અપાયછે.

**માંડવી તથા મુનરામાં** એક અને ચાર દીવસની હુંડીનું વ્યાજ હુંડીમાં લખી તારીખથી તેમજ લાંબી મુદતની હુંડીનું વ્યાજ પણ હુંડી લખાયાની તારીખથી તે પાછી વળી આવે ને જે તારીખે નાણાં અપાય ત્યાં સુધીનું ટકા એક લેખે હુંડી લખનાર અથવા વેચનાર જેના હાથમાં હુંડી હોય તેને વરતી આપેછે.

**અંજારમાં**—હુંડી પાછી વળે તો લખાયા પછી એક મહીના સુધીનું વ્યાજ હુંડી લેનારને મળતું નથી. તે ઉપરાંત તેના પૈસા ખોભરાય તો તેનું વ્યાજ ટકા એક લેખે લખનાર અથવા વેચનાર તેને વરતી આપેછે.

**૨૯૫.** હુંડી સિકરાય નહીં તો હુંડી જેના હાથમાં હોય તેને હુંડી લખનાર અથવા વેચનાર વ્યાજ ઉપરાંત નીચે લખ્યા પ્રમાણે વરતી આપેછે:—

ભુજ, માંડવી, અને મુંનરામાં નિકરામણ ટકો એક, કાસીદથી હુંડી પાછી આવી હોય તો ખેપ, જો ટપાલ મારફતે આવી હોય તો ટપાલ ખરચ જેવી જાતનો થયો હોય તે, અને રૂપીઆનો ભાવ ફેર જે હોય તે વરતી દેવાયછે; પણ લખનાર અથવા વેચનાર પાછી વળેલી હુંડીને બદલે બીજી શાહુકારી હુંડી દે તો સામા ધણીને ભાવ ફેર મળે નહીં.

**અંજારમાં**—ભુજ, અને માંડવી, મુનરાના શિરસ્તા પ્રમાણે ખરચ અપાયછે, તે ઉપરાંત સિકરામણનો સેંકડે ટકો એક વધારે વરતી દેવા રીવાજ છે.

૨૯૬. હુંડીનું વેચાણ થયું હોય અથવા એકથી વધારે જગાએ વેચાયાથી વેચાણની ઉથલ થઈ હોય અને છેવટ તે હુંડી સિકારાય નહીં, અથવા સિકરાયા પછી સિકારનાર આસામી કાચી પડે તો તે હુંડીના પૈસાની જવાબદારી વિશે નીચે લખ્યા પ્રમાણે ત્રણ મત છે:—

**પેહેલો મત**—દરેક વેચનાર ઉપર તે પાસેથી વેચાણ લેનારની જવાબદારી અનુક્રમે પડેછે. લખનાર કાયમ હોય તોપણ તે જેના હાથમાં હુંડી હોય તેને હુંડીના પૈસાનો પરબારો જવાબ કરે નહીં. અનુક્રમે જવાબદારીપડતાં કોઈ વેચનાર આસામી કાચીપડી હોય તો તે આસામીએ જે પાસેથી તે હુંડી વેચાણ લીધી હોય તે જવાબદાર થાયછે, પણ હુંડીના લખનાર પાસેથી જેણે હુંડી લખાવી હોય તે સખ્સ આસામી કાચી પડી હોય અને તે ઉપર લખનારનું લેહેણું હોય તો લખનાર તે હુંડીના પૈસા પોતાના લેહેણામાં રોકી શકે ને જેના હાથમાં હુંડી હોય તેનો જવાબદાર તે વેચનાર [કાચી પડેલી] આસામી થાયછે.

**બીજો મત**—જવાબદારી અનુક્રમે પડેછે, અને કોઈપણ વેચનાર આસામી કાચી પડી ગઈ હોય અને તેના ઉપરના વેચનારનું તે કાચી પડેલ આસામી પાસે લેહેણું હોય તોપણ તે પાછી વળેલી હુંડીના પૈસા જેવી રીતે પોતાના લેહેણામાં તે રોકી શકે નહીં તેવી રીતે હુંડીના લખનારનું હુંડી લખાવનાર પર લેણું હોય તોપણ તેમાં તે હુંડીના પૈસા રોકી શકે નહીં.

**ત્રીજો મત**—હુંડીનો લખનાર આસામી કાયમ હોય તો વચલા વેચાણ કરનારને બોલાવ્યા શિવાએ હુંડીના લખનાર પાસેથી જેના હાથમાં હુંડી હોય તે હુંડીના પૈસા લઈ શકેછે ને જો લખનાર કાયમ ન હોએ તો વેચાણ કરનાર ઉપર જવાબદારી અનુક્રમે પડેછે.

૨૯૭. પાછી વળેલી હુંડીની જવાબદારી અનુક્રમે પડતાં તેમાંનો કોઈ વેચનાર આશામી કાચી પડે તો તેના લેણદારો તે હુંડીનાં નાણાં વરાડમાં નાખવાનો ઉજર કરે તે ચાલી શકે નહીં.

૨૯૮. હુંડી લેનારે શીકારનારને હુંડી બતાવી અને તેણે કબુલ કરી નહીં છતાં હુંડી મટાવનારે તે હુંડી લખનારને અથવા વેચનારને તરત પાછી મોકલવાને બદલે લાંબી મુદત સુધી પોતા પાશે રાખી મુકી હોય તો હુંડી લખનાર અથવા વેચનાર ઉપર તેના પઈશાની જવાબદારી વીશે બે મત છે, પેહેલો મત—હુંડીનો બતાવનાર

હુંડીઆમણના ધંધાથી વાંકેફ હોય તેને શીકારનારે સીકારવાની ના કહ્યા છતાં તે સદરહુ હુંડી લખનાર અથવા વેચનાર (જે પાસેથી તેણે લીધી હોય) ને પાછી મોકલવાને બદલે લાંબી મુદત સુધી પોતા પાસે રાખી મુકે તો તેના પૈસાની જવાબદારી હુંડી આપનાર વેપારી ઉપર પડતી નથી; પણ જો હુંડીનો બતાવનાર વેપારી ન હોય અને કારણસર તે હુંડી તેની પાસે રહી ગઈ હોય અથવા એવા કોઈ સબબે હુંડી વેપારી પાસે વેચવાથી તે વેપારી હુંડીનો બતાવનાર હોય પણ તેણે તે હુંડી ન સીકરાયાથી જે પાસેથી લીધી હોય તેને પાછી આપ્યા છતાં તે પોતા પાસે લાંબી મુદત સુધી રાખી મુંકે તો તે હુંડીની નીકરામણ સીકરામણ તથા વ્યાજ સીખેની જવાબદારી લખનાર અથવા વેચનાર ઉપર પડેછે. બીજો મત.—જેના ઉપર હુંડી હોય તે આસામી હુંડી સીકારે નહીંતો મટાવનારે તે હુંડી તરતજ લખનાર અથવા વેચનારને પાછી મોકલવી જોઈએ છતાં તે તેમ કરે નહીં અને તે હુંડી પોતા પાસે રાખી મુંકે તો પાછળથી ઘણે દીવસે લખનાર અથવા વેચનાર તે હુંડીના પઈશાનો જવાબ આપે નહીં.

૨૯૯. હુંડી લખનાર હુંડી લખી આપ્યા પછી ગુજરી જાય અને તે હુંડી ન સીકરાતાં પાછી વળે તો તે હુંડીના પૈસાના જવાબદાર નિકરામણ સીકરામણ શીખે તે હુંડી લખનારના વારસ થાયછે.

૩૦૦. હુંડીમાં કાંઈ આડ નહીં છતાં સીકારનારે હુંડી સીકારતી વખત હુંડીમાં લખ્યાથી વિરૂદ્ધ આડ નાંખી તો હુંડી મટાવનાર મરજીમાં આવે તો કબુલ કરે. નહીંતર તે હુંડી પાછી મોકલે અને તેના પૈસાનો જવાબદાર નિકાર સિકાર શીખે હુંડીનો લખનાર ધણી થાયછે.

૩૦૧. હુંડી ગેરવલે જાય તો પેંઠ અથવા પરપેંઠ લાવવા વિના હુંડીનો સીકારનાર નાણાં આપે નહી. જો સીકારનારને હુંડી બતાવ્યા પછી જતી રહી હોય તોપણ સીકારનારની મરજીમાં આવે તો તેનાં નાણાં આપે, નહીં તર પેંઠ અથવા પરપેંઠ લાવી બતાવવા વિના મટાવનારને હુંડીના પૈસા તે આપે નહીં.

૩૦૨. સીકારનારને હુંડી દેખાડતાં તેમાં લખી મુદતના દિવસો પુરા થવાસુધી કાચી રાખવાનું તે કહે તો મટાવનારે તે વાત કબુલ રાખવી જોઈએ ; કેમકે સીકારનારનો છેવટનો જવાબ લેવા સિવાય તથા મુદત પુરી થવા અગાઉ મટાવનાર તે હુંડી લખનારને પાછી મોકલી શકતો નથી. મુદત પુરી થયે સીકારનારનો જવાબ લેતાં જોતે હુંડી સીકારવાની ના કહે તો મટાવનાર તે હુંડી લખનાર અથવા વેચનારને પાછી મોકલી શકે છે, અને તેના પૈસા નિકાર સિકાર સીખે પાછા આપવાને લખનાર અથવા વેચનાર બંધાયો છે.

૩૦૩. સીકારનારને હુંડી દેખાડતાં તે કાચી રાખે અને તે હુંડીની મુદત પુરી થવાના દરમીયાન સીકારનાર આસામી કાચી પડે તો હુંડી લેનાર મુદત પુરી થયા પેહેલાં તે હુંડીના લખનાર અથવા વેચનારને તે હુંડી પાછી મોકલી શકે, અને તેનાં નાણાં નિકાર સિકાર સીખે આપવાને લખનાર અથવા વેચનાર બંધાયલો છે ; પણ જો સીકારનાર ઝાહેર રીતે આસામી કાચી પડી ન હોય તો હુંડી પાછી મોકલી શકાય નહીં.

૩૦૪. હુંડી સીકારનારે કાચી રાખેલી હુંડીની મુદત પુરી થવા સુધીમાં હુંડી લખનાર અથવા વેચનાર આસામીમાં હુંડી લેનારને તેના કાયમ પણામાં શક આવે તો તે હુંડીના પઈસા સીકારનાર પાસેથી મળવા સુધીનો જામીન તે હુંડીનાં લખનાર અથવા વેચાણ લીધી હોય તો વેચનાર પાસેથી તે (હુંડીના લેનાર) લઈ શંકેછે ; પણ તે હુંડી પાછી મોકલી શકતો નથી.

૩૦૫ હુંડી મટાવનાર સીકારનારને હુંડી દેખાડે તે સિકારવાની હા કે ના કહેવાના બે વખત મુકરર છે. એક તો હુંડી દેખાડે ત્યારેજ, ને બીજો હુંડીની મુદત પુરી થાય ત્યારે ; એ બે વખતમાં સિકારનારની નજરમાં આવે ત્યારે સીકારવાની તે હા કે ના કહી શકેછે. જો પેહેલે વખતે હાકે ના કહેવી ન હોય તો મુદત પુરી થયા સુધી હુંડી કાચી રાખવાનું તે કહેછે, એનો અર્થ એવો છે કે હુંડીની મુદત પુરી થએ સીકારવા અથવા ન સીકારવાનો જવાબ આપવાનો છે, અને પછી મુદત પુરી થયે છેવટનો તે જવાબ આપેછે.

૩૦૬. હુંડી મટાવનાર સીકારનારને હુંડી બતાવે તે જો કબુલ કરે તો દેખાડયાની દાનસી તે હુંડી ઉપર સીકારનાર કરી આપે, અથવા તે મોહોડેથી હા કહે, એટલે તે હુંડીનાં નાણાં સીકારનારે કબુલ્યાં એમ ગણાય છે બીજી રીતની કબુલાત થતી નથી.

૩૦૭. સીકારનાર હુંડી કબુલ કરે પણ નાણાં મળવા સુધી મટાવનારે તે હુંડી પોતાના કબજામાં રાખી હોય ને હુંડીની મુદત પુરી થવાના વચમાં સીકારનાર આસામી કાચી પડે તો હુંડીનો લખનાર અથવા વેચનાર તે હુંડીના પૈસાનો જવાબદાર છે; પણ જો મટાવનારે સીકારનારને હુંડી આપી દીધી હોય તો હુંડીનો લખનાર તે હુંડીના પઈસાનો જવાબદાર થતો નથી.

૩૦૮. સીકારનારે હુંડી કબુલ કરી તો પછી હુંડીની મુદત પુરી થવા પેહેલાં કદાચ હુંડી લખનાર આસામી કાચી પડે તોપણ તે હુંડીના પઈસા આપવાને તે હુંડીનો સીકારનાર બંધાએલો છે; પણ તેણે સીકારી ન હોય અને મુદત પુરી થયા સુધી કાચી રાખવાનું કહ્યું હોય તો તેના પૈસા આપવાને તે બંધાએલો નથી.

૩૦૯. હુંડી સીકાર્યા પછી હુંડીની મુદત પુરી થવા પેહેલાં સીકારનાર ગુજરી જાય અને કદાચ લખનાર આસામી પણ કાયમ ન હોય તોપણ સીકારનારના વારસ તે હુંડીના પૈસા આપવાને બંધાયલા છે.

૩૧૦. કોઈ આસામીની લખેલી હુંડી જેના ઉપરની હોય તે સીકારે નહીં તેથી લખનારનો અથવા તે હુંડી વેચાઈ હોય તો વેચનારનો વ્યાપારમાં વટ ન જાય, અથવા તેની આબરૂને ઝાંખ ન લાગે એવા હેતુથી ત્રિજો કોઈ સખ્સ તે હુંડી ઉપર સીકાર નાંખી આપે તો તે હુંડીના પૈસા મટાવનારને આપવા તે સીકારનાર ત્રીજો સખ્સ જવાબદાર થાયછે.

૩૧૧. હુંડી સીકાર્યા પછી મુદત પુરી થયે મટાવનાર તે હુંડીના પૈસા લેવા જતાં આપવામાં સીકારનાર લંબાણ કરે તેથી મટાવનાર તે હુંડી લખનાર અથવા વેચનારને પાછી બીડવાનું તેને કહી પાછી

મોકલે પણ તે પોહોંચે તેટલામાં હુંડી લખનાર આસામી કાચી પડી ગઈ હોય તો એજ હુંડીનાં નાણાં આપવાને સીકારનારથી ના કહી શકાય નહીં, કેમકે તેનાં લંબાણકરવાથી મટાવનારે હુંડી પાછી મોકલી તોપણ તેણે પેહેલાં પૈસા આપવાને કબુલ કર્યું હતું તે કબુલાત હુંડી પાછી મોકલવાથી રદ થતી નથી. જો લખનાર પાસેથી તે હુંડીના પૈસા મટાવનારને મળ્યા હોત તોજ માત્ર સીકારનારની (પૈસા આપવાની) કબુલાત રદ થાત.

૩૧૨. નામજોગ હુંડીમાં જેને પૈસા આપવાનું લખ્યું હોય તે સખ્સ એજ છે એમ ખાત્રી કરી સીકારનાર પૈસા આપવા જોઈએ. અગર ખાત્રી કર્યા વગર કોઈ બીજા સખ્સને તે પૈસા આપી દે તો તેનો જોખમ તેને (સીકારનારને) શીર રહેછે.

૩૧૩. જેને પઈસા આપવાના તેના નામની સાથે તેના શરીર ઉપરની નીશાનીઓ વધારે ઓળખાણ પડવા સારૂ લખેલી હોય એવી એંધાણજોગ હુંડીમાં લખ્યા પ્રમાણે એંધાણ મળ્યાં એટલા ઉપરથીજ કોઈ સખ્સને સીકારનાર પઈસા આપે અને તે સખ્સ ખરેખર તેજ ન હોય અથવા તે હુંડી બનાવટી હોય તો તે આપેલા પઈસાનો જોખમ સીકારનાર ધણીપર રહેછે. હુંડી જેના નામથી લખાએલી હોય તેની ખરેખર લખેલી છે કે નહીં અને પઈસા લેનાર સખ્સ હુંડીમાં લખ્યો છે તેજ છે કે નહીં, એ તપાસ કરી પઈસા આપવા જોઈએ. કદાચ તેને કાંઈપણ આશંકા આવે તો હુંડીના લખનાર પાસેથી જવાબ વળી આવે ત્યાં સુધી મટાવવા આવનારને હુંડી તરત મુદતની હોય તો પણ તે રોકી અથવા પૈસા આપવાની ના કહી શકેછે, કેમકે કાંઈ દગો હોય તો જેના નામથી હુંડી લખાઈ હોય તે જવાબદાર થતો નથી.

૩૧૪. શાહજોગ હુંડીમાં હુંડીના પઈસા જેને મળવાના હોય તેનું નામ લખાતું નથી તેથી એ હુંડી જેના હાથમાં હોય તે તેનો મટાવનાર થાયછે. એવી હુંડીના પઈસા સીકારનારે શાહુકારને અથવા શાહુકારની ખોબાધરીએ આપવા જોઈએ. જો સીકારનાર

તેમ ન કરે અને કાંઈ દગો હોય તો તેનો જવાબદાર લખનાર થતો નથી.

૩૧૫. હુંડી મટાવનારનો ખોળાધર જે સખ્સ થાયછે તેની ખોળાધરી ઘણુંકરી લખી લેવાતી નથી. ખોળાધર થનાર સીકારનાર પાશે આવી કહેછે કે "હુંડી મટાવનારનો હું ખોળાધર છઊં" તે ઉપરથી સીકારનાર વેપારી પોતાના ચોપડામાં તેનો નોંધ કરેછે, તે ઉપર ખોળાધર થનારે લખી આપ્યું હોય તેટલું વજન રહેછે.

૩૧૬. સીકારનારે હુંડીના પૈસા આપતી વખતે હુંડીનું ખોખું મટાવનાર પાસેથી લેવું જોઈએ, કેમકે સીકારનારના હાથમાં તે ખોખું હોવાથી તેના પઈસા તેણે આપ્યાની નિશાનીઓમાંની એ પણ એક નિશાની ગણાય છે.

૩૧૭. સીકારનાર હુંડીનાં નાણાંને બદલે સામી હુંડી મટાવનારની મરજી વગર તેને આપી શકે નહીં.

૩૧૮. હુંડી સિકાર્યા પછી હુંડીની મુદત પુરી થયે મટાવનાર પૈસા લેવા જતાં તે પાસેથી સીકારનારે હુંડી પોતાના હાથમાં લીધા પછી તેનાં નાણાં મટાવનાર ઉપરના બીજા લેણામાં જમે કરવાનું તે કહે તો તે વિશે બે મતછે, પહેલો મત--સીકારનારના હાથમાં હુંડીનો કબજો આવવાથી મટાવનાર ઉપરના પોતાના લેણામાં તેના પૈસા તે જમે કરી શક છે. બીજો મત—લેણાંની રકમ વગર તકરારી હોય તો તે રકમ હુંડીના પઈસામાંથી સીકારનાર વાળી લેઈ શકે; પણ જો લેણાની રકમ તકરારી હોય તો હુંડીના પૈસાને તે રકમ આડી દઈ શકાય નહીં યાને હુંડીના પૈસા સીકારનારે આપવા પડેછે અને તકરારી રકમ જુદી રહેછે.

૩૧૯. હુંડી સીકાર્યા પછી મુદત પુરી થએ તેના પઈસા મટાવનાર લેવા ન જતાં ઘણી મુદત સુધી તેની પાસે તે હુંડી પડી રહી હોય તોપણ મટાવનાર જ્યારે લેવા જાય ત્યારે સીકારનારે તેનાં નાણાં બિનઉજર આપવાં જોઈએ; પણ તેના વ્યાજનો દાવો મટાવ-

નાર કરે તો ચાલે નહીં; કેમંક પઈસા લેવા જવામાં તેનું પોતાનું કસુર છે.

૩૨૦. મટાવનારે સીકારનારને હુંડી દેખાડયા છતાં તેણે કબુલ કરી હોય એવી હુંડીનાં નાણાં હુંડીની મુદત પુરી થયા છતાં હસીમતને લીધે અથવા જરૂરી કામે બહાર ગયા વિગેરે કારણથી લેનાર ન લઈ શકયો હોય અને હુંડી તેજ કારણથી તે પાસે રહી હોય, દરમીયાન સીકારનાર આસામી કાચી પડે તો તે હુંડીનાં નાણાંનો જવાબદાર હુંડીનો લખનાર અથવા વેચનાર થાય કે નહીં એ બાબતમાં ચાર સેહેરના એક એકથી જુદા મત છે. તે નીચે બતાવ્યા છે:—

માંડવીમાં આ વિશે બે મત છે. પેહેલો મત એવો છે. કે, હુંડીના લખનાર અથવા વેચનાર પાસેથી તે હુંડીના પૈસા નિકાર સીકાર શીખે મટાવનાર લઈ શકેછે, માત્ર તેનું વ્યાજ તે લઈ શકતો નથી; પણ જો મટાવનાર તથા સીકારનાર વચે હુંડીની મુદત પુરી થયા પછી બીજી લેવદેવ થઈ હોય તો રહી ગએલી હુંડીની જવાબદારી લખનાર અથવા વેચનાર ઉપર પડે નહી. બીજો મત પેહેલા મતને મળતો છે, પણ તે હુંડી પાછી મોકલવાની હદ બાંધે છે, એવી રીતે કે સીકારનાર આસામી કાચી પડે કે તરત મટાવનારે હુંડી પાછી મોકલવી જોઈએ. જો સીકારનાર આસામી કાચી પડયા પછી પણ તે હુંડી તેણે (મટાવનારે) રાખી મુકી હોય તો પછી લખનાર અથવા વેચનાર તે હુંડીના પૈસાના જવાબદાર થતા નથી.

મુનરાના વેપારીનો મત એવો છે કે, હુંડીની મુદત પુરી થયા પછી અને સીકારનાર આસામી કાચી પડે તે દરમીયાન સીકારનારને હુંડી લખનારે એ હુંડીનાં નાણાં એકવાર વરતી આપ્યાં હોય તો બીજીવાર તે હુંડીનાં નાણાં હુંડી જેના હાથમાં હોય તેને વરતી આપવા હુંડીનો લખનાર બંધાએલો નથી; પણ જો સીકારનારનું લખનાર તરફ ખાતામાં લેણું હોય તો જેટલા પઈસા સીકારનારના લખનાર તરફ લેણા નીકળતા હોય તેટલા પઈસા તે હુંડીનાં નાણાં પેટે હુંડી જેના હાથમાં હોય તેને આપવા હુંડીનો લખનાર બંધાએલો

છે. જો સીકારનારના લેણાની રકમ હુંડીના પઈસાથી વધારે હોયતો હુંડી જેના હાથમાં હોય તે હુંડીના પઈસા હુંડી લખનાર પાસેથી લઈ શકેછે. તે શિવાય બીજી બાબતમાં આ વેપારીનો મત માંડવીના વેપારીના બીજા મત સાથે મળતો છે.

અંજારના વેપારીનો મત એવો છે કે, હુંડીની મુદત પુરી થવા પછી સહજ ઢીલ થાયછે. તેથી વધારે મુદત સુધી મટાવનાર હુંડીનાં નાણાં વસુલ ન કરે તો પછી સીકારનાર આસામી કાચી પડે ત્યારે લખનાર અથવા વેચનાર જે તે મટાવનારના મથાળાંવાળો હોય તે એ હુંડીનાં નાણાંનો જવાબ કરે નહી; કેમકે વધારે મુદત નાણાં ખમવામાં મટાવનારની પોતાની કસુર છે; વાસ્તે જો હુંડી ચાર ચાર દીવસની હોય તો તે હુંડીની મુદત પુરી થયા પછી દસ દીવસ સુધીમાં અથવા હુંડી દેખાડયા પછી મુદતના દીવસો સાથે ગણતાં કુલ ત્રીસ દીવસમાં, અને એક એક દીવસની મુદતની હોય તો હુંડી દેખાડયા પછી એકંદર પંદર દીવસમાં, અને લાંબી મુદતની હોય તો હુંડી લખાણાની તારીખથી દીવસો ગણતાં મુદત પુરી થયા પછી તરતજ સીકારનાર આસામી કાચી પડેલી હોય તો હુંડી દેખાડનાર, લખનાર અથવા વેચનારમાંથી જે તેના મથાળાંવાળો હોય તેને તે હુંડી પાછી મોકલી તેના પૈસા નિકાર સીકાર શીખ તે પાસેથી લઈ શકેછે. જો એ મુદતથી ઉપરાંત હુંડી દેખાડનારે સીકારનાર પાસેથી પૈસા વસુલ ન કરતાં તેણે હુંડી પોતા પાસે રાખી મુકી હોય ને પછી સીકારનાર આસામી કાચી પડે તો તે હુંડીના પૈસાનો દાવો તેનો હુંડી લખનાર અથવા વેચનાર ઉપર ચાલે નહીં.

ભુજના વેપારીનો મત એવો છે કે, સિકરાએલી હુંડી મુદતના દિવસ પુરા થયા કે તરત પાછી વળે તો લખનાર અથવા વેચનાર તે હુંડીના પૈસા આપવાને બંધાયલો છે; પણ જો લાંબી મુદતે તે હુંડી મટાવનાર પાછી લાવે તો તે હુંડીના પૈસાનો જવાબદાર તે થતો નથી. અર્થાત ઘણુંકરીને તેઓનો મત અંજારના વેપારીઓ સાથે મળતો છે.

૩૨૧. સીકારનારે હુંડી કબુલ કર્યા છતાં પણ તે મુદત પુરી થયે હુંડીનાં નાણાં આપે નહીં તો મટાવનાર લખનાર અથવા વેચ-

નાર જે તેના મથાળાંવાળો હોય તેને તે હુંડી પાછી મોકલી શકેછે, અને તેનાં નાણાં નિકાર સીકાર સીખે આપવાને તે મથાળાંવાળો બંધાયલો છે.

૩૨૨. નામજોગની હુંડીમાં જેને પઈસા આપવા લખેલું હોય તે માણસ એજ છે એવી સાક્ષી કોઈ માણસે આપ્યાથી તેને તે હુંડીનાં નાણાં મળ્યાં હોય અને પાછળથી પઈસા લઈ જનાર માણસવિશે તકરાર પડે તો સાક્ષી આપનાર જવાબદાર થાયછે. તે શિવાયની તકરારની જવાબદારી એ સાક્ષી ઉપર પડતી નથી.

૩૨૩. શાહજોગ હુંડી મટાવનારની સાહુકારી વિશે કોઈએ ખાત્રી આપવાથી નાણાં અપાયાં હોય અને તે નાણાં લઈ જનાર સાહુકાર ન હોય તો તકરાર પડે, હુંડીના પૈસાની જવાબદારી ખાત્રી કરનાર ઉપર પડેછે.

૩૨૪. હુંડી સીકારનાર ભુલથી અથવા કોઈએ દગો કરવાથી ખોટા ધણીને હુંડીના પૈસા આપે અને પાછળથી ખરો ધણી પેઠ અથવા પરપેઠ લાવે તો હુંડી સીકારનારે જેને નાણાં આપ્યાં હોય તેજ માણસ તેણે બતાવવો જોઈએ, અગર તે માણસ સાહુકારમાં ખપતો ન હોય તો સીકારનારે પેઠવાળાને નાણાં આપવા પડેછે; પણ જો તે સાહુકારમાં ખપતો હોય તો તેના પાસેથી પૈસા લેવાનો પેઠ લાવનારનો હક છે; કેમકે સીકારનારે સારા આસામીને પઈસા આપ્યા હોય ને તેને કબુલ કરાવી આપે તો તે હુંડીના પઈસાની જવાબદારી-માંથી છુટેછે.

૩૨૫. હુંડી લેનારે પોતાના આડતીઆને હુંડી મુકી, તે હુંડી પોહોંચવામાં ઢીલ થવાથી તેણે લખનાર પાસેથી પેઠ લખાવી લીધી તે પેઠ વેચાઈ, દરમીયાન અસલ હુંડી સહીસલામત પોહોંચવાથી સીકરાઈ ગઈ અને પૈસા મટાવનારને મળ્યા તો પછી જે સખ્સે પેઠ વેચાતી લીધી તેને સીકારનાર બીજી વખત નાણું આપે નહીં; કેમકે હુંડી સીકરાઈ તો પેઠ રદ થઈ ગણાય છે: બાકી તે પેઠનો વેચનાર તેના પૈસા આપવાને બંધાયલો છે.

૩૨૬. હુંડીના પૈસા આપવાની તારીખે વેપારીઓ રોકડને ચો-પડે કે આવરે તે હુંડીની રકમ માંડેછે અને મટાવનાર હુંડી દેખાડે તે તારીખે બીજી વહીમાં કાચો નોંધ કરી રાખેછે. કેટલાક નોંધી-આમાં પણ હુંડી જમે કરી રાખે છે તેને પણ કાચો નોંધ કહેછે, ને કેટલાક કાચો નોંધ કરતા નથી.

૩૨૭. હુંડી સીકારનારે લખનાર તરફથી તરત મુદતની તથા મુદતી હુંડીનું વ્યાજ વરતી દેવાનો એક સરખો નિયમ નથી; ચારથી બાર આના સુધી જેવો જેનો વ્યવહાર તથા ઠરાવ હોય તે પ્રમાણે વ્યાજ દે લે છે.

૩૨૮. હુંડીના લખનારે હુંડીમાં કોરીનો આંકડો અખરે કર્યો ન હોય તેથી કોઈએ તે આંક વધારીને સીકારનાર પાસેથી નાણાં લીધાં હોયતો વધારે આપેલાં નાણાંનો જવાબદાર હુંડીનો લખનાર થાય નહીં. હુંડીમાં હમેશાં આંકડે તથા અખરે રકમ લખવાની રીત છે તથા તેની (હુંડીની) પાછળ કોઠા કરેલા હોયછે. એ દસ્તુરથી ઉલટ લખાએલી હુંડી હોય તો તેનો તપાસ કરી ખાત્રી કર્યા પછી સીકાર-નારે નાણાં આપવાં જોઈએ; નૈતર તેનો જોખમ તેને સિર રહેછે: લખનારે અખરે આંક ન કર્યો એવી તેની ચુકને લીધે ભુલથી વધારે અપાએલા પઈસા સીકારનાર તે પાસેથી વરતી લઈ શકતો નથી.

૩૨૯. હુંડીના નાણાં આપ્યાની ખબર હુંડી લખનારને હુંડી સીકારનાર લખેછે તે ઉપરથી તે હુંડીનાં નાણાં હુંડી લખનાર તેને વરતી આપેછે. હુંડીનું ખોખું સીકારનારે લખનારને મોકલવુંજ જોઈએ એવો કંઈ નીશ્ચય નીયમ નથી; પણ તકરાર પડતો હુંડીનું ખોખું બતાવવાની સીકારનારની ફરજછે. કદાચ તેના પાસેથી ખોવાઈ ગયું હોય તો જે આસામીને તે હુંડીના પઈસા આપ્યા હોય તેની પોહોંચ તેણે મંગાવી આપવી જોઈએ અથવા નામાંથી ખાત્રી કરી આપવી જોઈએ.

૩૩૦. હુંડીની હકસી લેવા દેવાનો જેઓની વચે વેહેવાર હોય તે ઘણુંકરી સેંકડે આના ૨ લેખે, અને કોઈની હુંડી વેચી નાણાં

પોંહોંચાડવાં પડે તો હુકસી ટકા ૦। લખે લે દે છે. કેટલાક વેપારીઓ હકસી લેતા દેતા નથી; પણ દેસાવરની હુંડીમાં હકસી લેવા દેવાનો રીવાજ ચાલતો છે.

331. હુંડીના અવેજ વાળવાની એક રીત નથી. રોકડ અથવા માલ અથવા હુંડી અથવા સોનું રૂપું ઈત્યાદિ જેવી જેની સગવડ તે પ્રમાણે તેઓ અવેજ વાળેછે.

## જોખમી હુંડીના વીશેષ ધારા.

332. જોખમી હુંડી એટલે જે હુંડી લેવાથી કાંઈ વસ્તુ સહી સલામત પહોચવાનો જોખમ હુંડીના લેનાર ઉપર રહ્યોછે, એવી હુંડી ધણી પોતાનો માલ આડતિયાને મોકલતાં તે માલ ઉપર આડતિયામાંથે લખી બીજી જાતની હુંડીઓ કરતાં ઓછે ભાવે વેચાતી આપેછે, અને તે લેનાર ઓછા ભાવની લાલચે તેનો માલ સહીસલામત પહોચવાનો જોખમ પોતાને શિર લેછે. હુંડીના લેનારને જોખમી કહેછે અને જે વહાંણમાં તે માલ ચડે તે વહાણ સહીસલામત નીમેલ બંદરે પહોંચે એટલે તે જોખમીને જેના ઉપર હુંડી હોય તે સખ્સ હુંડી સીકાર્યા પછી મુદતે પુરાં નાણાં આપેછે. હુંડીમાં વહાણ સહીસલામત પહોચેથી નાણાં અમુક મુદતે આપવા લખેલું હોય છે, વાસ્તે જો વહાણમાંનો માલ દરીઆમાં વમાય તો હુંડીનાં નાણાં જોખમીને મળે નહીં. બાકી જેટલા ટકાનું નુકશાન વરાડ પ્રમાણે ઠરે તે બાદ કરતાં બાકીના પઈસા હુંડીના લખનારનો આડતીઓ સલામત રહેલો માલ સંભાળી લઈ તેને આપેછે, જો વહાણ ડુબી જાએ ને માલ કાંઈ પણ નીકળે નહીં તો તે જોખમીના પૈસા સર્વે જાયછે.

333. જોખમી હુંડી જોખમી પોતાના તરફથી બીજા પાસે વેચી શકેછે, અને તે વેચવા વખતે જોખમનો બોજો તેણે પોતાને શિર રાખ્યો હોય તો એવા વેચાણમાં "વગર જોખમી હુંડી કરી મટાવી" એમ કહેવાય છે. વગર જોખમી કરી મટાવેલી હુંડી સિકરાય નહીં તો વેચનાર જોખમીએ તેનાં નાણાં નિકરામણ સિકરામણ સીખે

પાછાં આપવાં પડેછે, અને જોખમી કરી મટાવી હોય તો તે જવાબ-દાર રહેતો નથી.

૩૩૪. જોખમી હુંડી જેના ઉપર હોય તેની તે હુંડી સિકારવાની ક્યારે ફરજ છે, અને ક્યારે નથી, અને જો તે હુંડી ન સિકારે તો હુંડી લેનાર તે માલને બાઝી શકે કે નહીં, એ બાબતમાં બે મત છે:—પેહેલો મત માંડવીના વેપારીનો એવો છે કે, જોખમી હુંડી લખનારનો માલ જેના ઉપર હુંડી હોય તે સંભાળી લે તો તેણે તે હુંડી સિકારી તેના પૈસા જોખમીને આપવા જોઈએ; પણ જો તે માલ પોતાના સ્વાધીનમાં ન લેતાં જેમનો તેમ જોખમીને સોંપી દે અથવા પરબારો સંભાળી લેવાનું કહે તો તેના ઉપર જોખમી હુંડી સિકારવાનો બોજો રહેતો નથી: એથી વિરૂદ્ધ હુંડી સીકારનાર હુંડીના પૈસા આપવાની ના કહે અને માલ પણ પોતાને કબજે લેવા ચાહે તો તે વાત તેની ચાલે નહીં. બીજો મત અંજારના વેપારીનો એવો છે કે જોખમી હુંડી બે પ્રકારની લખાય છે. પેહેલા પ્રકારની હુંડીમાં જે વહાણની અંદર માલ ચડયો હોય તે વહાણનુંજ માત્ર નામ લખાય છે; માલ શું અને કેટલો તે કાંઈ હુંડીમાં લખાતું નથી. એવી હુંડીના પૈસાની ખાત્રી માલ કરતાં લખનારના વ્યવહાર ઉપર વધારે આધાર રાખેછે; વાસ્તે જો હુંડી સીકારનારને ઘેર માલ પોહોચ્યા અગાઉ તે હુંડી સીકરાય નહી તો હુંડીનો લેનાર માલને બાઝી શકે છે, પણ જો સીકારનારને ઘેર તે માલ પોહોચી ગયા પછી હુંડી સીકરાય નહીં તો જોખમી તે માલને બાઝી શકતો નથી; તે પોતાનાં નાણાં હુંડીના લખનાર પાસેથી લઈ શકેછે. બીજા પ્રકારની જોખમી હુંડીમાં માલ નામજોગ લખાય છે તે માલ જો સાહીસલામત હુંડી સીકારનારને ઘેર પોહોચે તો તેણે હુંડીના પૈસા આપવા જોઈએ: જો તે પૈસા ન આપે તો માલ જોખમીને તેણે સોંપી દેવો જોઈએ.

૩૩૫. જે વહાણ અથવા માલ ઉપર હુંડી હોય તે સહીસલામત નીત બંદરે આવ્યા અગાઉ હુંડી સીકારવા સીકારનાર ઉપર ફરજ નથી; તેમ હુંડી બતાવવાનું જોખમીનું હક પણ વહાણ અથવા માલ નીત બંદરે આવેથી થાયછે.

૩૩૬. જે વહાણમાં માલનો જોખમ ઉતર્યો હોય તે વહાણ સલામત છતાં આખરના સબબથી ભારાકાંઠા [પૂર્વ કિનારો] અથવા વાપરકાંઠા (અરબસ્તાનથી શીરૂ થતો પશ્ચીમ કિનારો) ના બંદરે રહી જાય અને નીત (નીમેલ) બંદરે આવી સકે નહીં તે કારણથી જોખમી હુંડી માલધણીને પાછી મોકલી શકાતી નથી. જ્યારે વહાણ નીત બંદરે પોહોચે અને જેના ઉપર હુંડી હોય તે માલ સંભાળી લે ત્યારે તેને એ હુંડી બતાવવાનો જોખમીનો હક થાયછે.

૩૩૭. જોખમી હુંડી સિકરાય નહીં અને માલ હુંડીવાળા જોખમીના કબજામાં આવતાં તે માલની કીમત હુંડીના પઈસા કરતાં ઓછી ઉપજે તો ઘટારાના પઈસા તથા તેના વ્યાજની જવાબદારી હુંડી લખનાર ઉપર પડેછે.

૩૩૮. જોખમી હુંડીનો લખનાર અને સીકારનાર એકજ ધણી હોય તો ગમે તેટલી મુદત સુધી જોખમી તે હુંડી બતાવ્યા વગર પોતા પાસે રાખી પછી સિકરાવે છે તેને કાંઈ હરકત આવતી નથી. દેશાવરની લખેલ અહીંના વેપારી ઉપરની હુંડી જોખમી પોતાપાસે રાખી મુકે તો ઘણી મુદતે અહીના વેપારી મરજીમાં આવે તો સિકારે છે. અહીંના વેપારીયે દેશાવરના વેપારીઉપર લખેલી હુંડી જોખમીએ પોતાપાસે રાખી મુકી હોયતો જ્યારે હુંડી પાછી લાવે ત્યારે લખનાર તે હુંડીના પઈસાનો જવાબદારછે. આ બાબતમાં માંડવીના કેટલાક વેપારીનો એવો મત છે કે મુંબઈમાં સંવત ૧૯૨૬ ની સાલ કચ્છના વેપારીએ જોખમી હુંડી બાંધી રાખવાની યાને રાખી મુકવાની માસ ૨॥ અઢીની મુદત બાંધેલી છે તે પ્રમાણે અહીં પણ ચાલવું જોઈએ.

૩૩૯. જોખમી હુંડીની લખાવટનો નમુનો નીશાની **च** નો જોવો.

૩૪૦. જોખમી હુંડીના વિશેષ નીયમો ઉપર બતાવવામાં આવ્યા તે શીવાય બાકીના નિયમો બીજી હુંડીના નિયમ પ્રમાણે જાણવા.

## નમુનો ક.

## નામજોગની હુંડી.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહાશુભ સ્થાને સરવ શુભ ઉપમા યોગ્ય. પારેખ શ્રી ૫ રેવાદાસ રૂપસી. ચાં શ્રી માંડવી બંદરથી લા. સા. પીતાંબર શાંતીદાસના યથાયોગ્ય વાંચજો જત અત્રથી રાખ્યા સા. કરમચંદ હેમચંદ પાસેથી રૂપીઆ ૫૦૦) અંકે પાંચસો લીધાછે તે હુંડી પોતા પછી મુદત દીન ૪ ચાર કેડે દેજો નામે સા. કરમચંદ હેમચંદની વતી ધારમી કરમચંદને દેજો નીશાની કાગળ મધે લખશું.

સંવત ૧૯૩૫ ના વઈશાખ વદ ૧૧ સુકરે.

લ. સા. પીતાંબર શાંતીદાસના યથાયોગ્ય વાંચજો દસ્કત જેના હાથથી સહી પડેલ હોય તેના

નીમે રૂપીઆ ૨૫૦ અઢીસોથી બમણા આપજો જુમલે રૂપીઆ ૫૦૦ પાંચસો પુરા આપજો.

| રૂપીઆ ૫૦૦ |
|---|

પારેખ શ્રી ૫ રેવાદાસ રૂપસી હુંડી શ્રી મુંબઈ બંદરની છે.

## નમુનો ખ.

## શાહાજોગની હુંડી.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહાશુભ સ્થાને સરવ શુભોપમા યોગ્ય પારેખ શ્રી ૫ રેવાદાસ રૂપસી. ચાં શ્રી માંડવી બંદરથી લા. શા. પીતાંબર શાંતીદાસના યથાયોગ્ય વાંચજો જત અત્રથકી રાખ્યા શાહ પાસેથી રૂપીઆ ૫૦૦ અંક પાંચશો પુરા રાખ્યા છે તે હુંડી પોતા પછી મુદત દીન ૪ ચારકેડે આપજો નામે શાહા વેપારી યોગ્ય ગિરથ ઠામ જોઈને આપજો નીશાની તે જે કાગળ મધે લખશું યાને શા. મોતીચંદ માણેકચંદને ખાતે ઉધારજો સંવત ૧૯૩૫ ના વઈશાખ વદ ૧૧ સુકરે.

લ. સા. પીતાંબર શાંતીદાશના યથાયોગ્ય વાંચજો દસ્તખત જેના હાથથી સહી પડેલી હોય તેના

નીમે રૂ ૨૫૦ અઢીસોથી બમણા આપજો જુમલે રૂ. ૫૦૦ પાંચશો પુરા આપજો.

| રૂપીઆ ૫૦૦ |

પારેખ શ્રી ૫ રેવાદાસ રૂપસી હુંડી શ્રી મુંબઈ બંદરની છે.

## નમુનો ગ.

## પેંઠ.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહા શુભસ્થાને સરવ શુભોપમા યોગ્ય પારેખ શ્રી ૫ રેવાદાસ રૂપસી આ. શ્રી માંડવી બંદરથી લા. શા. પીતાંબર શાંતીદાસના યથાયોગ્ય વાંચજો જત તમારે ઉપર હુંડી રૂપૈઆ ૫૦૦ અંકે પાંચસોની લખી અમારી રાખ્યા સાહા પાસેથી મુદત દીન ૪ આરની લખી સંવત ૧૯૩૫ ના વઈશાખ વદ ૧૧ ની નામે શાહાજોગની તે હુંડી રાખ્યા વાળો ધણી કેછેજે હુંડી ગેરવલે પડીછે ત્યારે આ પેંઠ લખી આપીછે જો હુંડી ગેરવલે પડી હોય તો આ પેઠ સીકારી નાણાં દેજો ને જો નાણાં દીધાં હોય તો આ પેઠ વાંચી ફાડી નાંખજો. તમે તમારો આવરો, ખાતું, રોજમેળ. જોઈ તપાશી ચોકસ કરી આપજો. અમે તમને હુંડી તથા પેંઠ સનદ ૨ થઈ વાર ૧ એક મુજરે આપશું સંવત ૧૯૩૫ ના વઈશાખ વદ ૩૦.

| પેંઠ છે. |

પારેખ શ્રી ૫ રેવાદાસ રૂપસી ચી.
શ્રી મુંબઈ બંદર.

## નમુનો ઘ.

## પર પેંઠ.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહાશુભ સ્થાને સરવ શુભોપમા યોગ્ય.

પારેખ શ્રી ૫ રેવાદાસ રૂપસી ચ. શ્રી માંડવી બંદરથી લ. સા. પીતાંબર શાંતીદાસના યથાયોગ્ય વાંચજો જત તમારે ઉપર હુંડી રૂપીઆ ૫૦૦ અંકે પાંચસોની લખી અમારી રાખ્યા સાહા પાસેથી મુદત દીન ૪ ચારની લખી સંવત ૧૯૩૫ ના વઈશાખ વદ ૧૧ ની નામે શાહાજોગની લખી છે તે રાખ્યા વાળો ધણી કહેછે જે હુંડી ગેરવલે પડી ત્યારે તેની પેંઠ ૧ સંવત ૧૯૩૫ ના વઈશાખ વદ.) ને રોજે લખી આપીછે તે પણ રાખ્યા વાળો ધણી કેછે જે ગેરવલે પડીછે ત્યારે આ પર પેંઠ લખી આપીછે જો હુંડી અથવા પેંઠ ગેરવલે પડી હોય તો આ પર પેંઠ સીકારી નાણાં દેજો ને જો હુંડી અથવા પેંઠનાં નાણાં દીધાં હોય તો આ પર પેંઠ વાંચી ફાડી નાંખજો તમે તમારો આવરો, ખાતું, રોજમેળ જોઈ તપાસી ચોકસી કરી આપજો અમે તમને મનદ ૩ ત્રણ થઈ વાર ૧ એક મુજરે આપશું સંવત ૧૯૩૫ ના જેઠ સુદ ૧૫.

લ. સા. પીતાંબર શાંતીદાસના જુહાર વાંચજો.

દસ્કત જેના હાથથી સહી પડેલ હોય તેના.

પારેખ શ્રી ૫ રેવાદાસ રૂપશી ચ. મુંબઈ બંદર.

| પર પેંઠ. |
|---|

## નમુનો ચ.

## જોખમી હુંડી.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર સ્થાને પારેખ શ્રી ૫ રેવાદાસ રૂપસી ચ. શ્રી માંડવી બંદરથી લ. સા. પીતાંબર શાંતીદાસના યથા યોગ્ય વાંચજો, જત અત્રથી રાખ્યા શા. પાસેથી રૂ. ૧૦૦ અખરે એક સો પુરા લીધા છે. તે હુંડી જોખમી વહાણ ગંજે દોલતપસા નાખવો ઈભરામ આમદાણી ધણી ઠકર ગાંગજી સામજી વાળો પુરત માંડવી બંદરથી માલ ભરી હંકાર્યો, તે મુંબઈ બંદર સહીસલામત પોતા પછી મુદત દિન ૪ ચાર કેડે દેજો. નામે શાહજોગ ગરથ ઠામ જોઈ તપાસી દેજો, નિશાની તે જે કાગળ મધે લખશું. સંવત ૧૯૩૫ ના વઈશાખ વદ ૩.

લ. શા. પીતાંબર શાંતીદાસના યથાયોગ્ય વાંચજો (દસ્તખત જેના હાથથી સહી પંડલ હોય તેના )

નીમે રૂ ૫૦ પચાશથી બમણા દેજો જુમલે રૂપીઆ ૧૦૦ એકશો પુરા દેજો.

| રૂપીઆ ૧૦૦ |

---

# प्रकरण १० मुं.

## જોખમ ઊતારવા વિશે.

૩૪૧. અમુક વસ્તુને અમુક પ્રસંગે અથવા અમુક મુદત સુધી કજા લાગે તો નુકસાનીની અમુક રકમ વરતી લેવાની સરતે તે વસ્તુનો ધણી બીજાને નક્કો આપવો ઠરાવી એ જોખમ તેને શિર આપેછે. તેને જોખમ ઉતારવો કહેછે. જે જોખમ ઉતરાવેછે તેને જોખમ ઉતરાવનાર અને જે જોખમ પોતાને શિર લેછે તેને જોખમ માંડનાર અથવા જોખમી કહેછે.

૩૪૨. આ દેશમાં દરીઆ રસ્તે અથવા સુકે માલ આવે જાય તેનો તથા વહાણોના પઠાણનો જોખમ ઉતરેછે. તે શિવાય બીજી જાતનો જોખમ ઉતરતો નથી.

૩૪૩. દરીઆ રસ્તે માલ આવે જાય તેનો વીમો ઉતરાવીને, આવંગ આપીને, અને તેના ઉપર જોખમી હુંડી લખીને, એમ ત્રણ પ્રકારથી જોખમ ઉતરેછે.

૩૪૪. વહાણના પઠાણ સલામતનો જોખમ વીમો ઉતરાવીને, અથવા આવંગ આપીને, એમ બે પ્રકારથી ઉતરેછે.

૩૪૫. ખુશકી એ આવતાં જતાં માલનો જોખમ વીમાથી ઉતરેછે.

## દરીયાઈ જોખમ વિશે.

૩૪૬. વહાણ અમુક બંદરે સહીસલામત પોહોંચવાની સરતે તે વહાણના પઠાણ અથવા તેમાં ચડાવેલા માલની કીમત મુકરર કરી તે ઉપર સેંકડે અમુક દરથી વિરધ (નફો) આપવી ઠરાવી જોખમ ઉતરાવવામાં આવે અને વહાણ સહીસલામત પોહોંચે યા ન પોહોંચે તેનાં પરીણામે નફો નુકસાન દેવાય લેવાય; જેમકે વહાણ સહીસલામત પોહોંચે તો ઠરાવ પ્રમાણે વિરધ માલ યા વહાણનો ધણી જોખમ માંડનાર [જોખમી] ને આપે, અને જો વહાણ યા માલને કજા લાગે તો જોખમી વહાણ યા માલધણીને વરાડ પ્રમાણે નુકસાન વરતી આપે તેને વીમો કહેછે.

૩૪૭. આવંગમાં જેટલી કીમતનો જોખમ ઉતરાવ્યો હોય તેટલા પૈસા આગળથી માલધણીને જોખમી આપેછે, અને વહાણ સહીસલામત પોહોચે તો અમુક મુદતે પૈસા પાછા આપવા એવો કરાર થાયછે, જો તે કોરી સર્વે અથવા તેમાંની કાંઈ રકમ જોખમી પાસે રેહેવાદેવી એમ ઠરાવ હોય તો તેટલા પૈસાનું વ્યાજ માસ એકે શત એકે આના ૬ લેખે મુદત સુધી જોખમી માલધણીને વરતી આપેછે. આગળથી રોકડા પૈસા અપાય તેને રોકડી કોરીનો આવંગ કહેછે, અને જેમાં ૬ આનાને વ્યાજે જોખમી પાસે તે પૈસા વ્યાજુ રહે તેને વગર કોરીનો અથવા પેઠે વ્યાજુ આવંગ કહેછે. રોકડી કોરીનો આવંગ ઉતર્યો હોય ને વહાણ યા માલને કજા લાગે તો વરાડ પ્રમાણે કજાના પૈસા વાળી બાકીના પૈસા વહાણ યા માલધણી જોખમીને પાછા આપેછે, અને કજા ન લાગે તો વિરધ શીખે સર્વે પૈસા મુદત પુરી થએ જોખમીને મળેછે. વગર કોરીના આવંગમાં કજા લાગે તો વીમાની રીતે કજાના પૈસા પાછળથી જોખમી વરતી આપેછે, અને વહાણ સહીસલામત પોહોંચે તો વીમાની રીતે નવું વર્ષ બેસતાં ઠરાવ પ્રમાણે જોખમીને માલધણી વિરધ આપેછે.

૩૪૮. જે વહાણમાં માલ ચડચો હોય તે વહાણ નીત બંદરે સહીસલામત પોહોંચવાની સરતે માલધણી પોતાના આડતીઆઉપર તે માલ માથે જોખમી હુંડી લખી તે હુંડી ત્રીજાને ભાવ ઠરાવી

આપેછે, અને તે પાસેથી હુંડીના પૈસા આગળથી લેછે. જો વહાણ નીત બંદરે સહીસલામત પોહોંચે તો હુંડી લેનાર (જોખમી) ને તે હુંડીના પૈસા માલધણીના આડતીઆ પાસેથી મુદત પુરી થએ મળેછે, અને જો વહાણને જોખમ લાગે તો આવંગ પ્રમાણે નીકળેલા માલના વરાડ મુજબ પૈસા જોખમીને મળેછે.

૩૪૯. વીમા આવંગ તથા જોખમી હુંડીમાં જોખમ ઉતરાવનાર અને માંડનારની ગરજ તથા બજારભાવ ઉપર નફાનો આધાર રહેલો છે. સાધારણ રીતે કહીએ તો અવલ આખર મોસમમાં અને વરસાદના ડોળ અથવા તોફાનને વખતે ભાવ વધારે હોયછે; તેમજ વીમા કરતાં આવંગની વિરધ અને સાધારણ હુંડી કરતાં જોખમી હુંડીનો વટાવ વધારે હોયછે.

૩૫૦. અમુક તારીખે અમુક વહાણ અથવા માલ આવી પોહોંચશે એવી જાતનો મુદતી જોખમ આ દેશમાં ઉતરતો નથી. બાકી અમુક મુદતથી અમુક મુદત સુધીના અંદર અમુક બંદરથી અમુક બંદરે અમુકમાલ ધણી તરફથી ગમેતે વહાણ ઉપર માલ મોકલવામાં આવે તેને કજા લાગેતો જોખમ માંડનાર જવાબદાર થાય એવી જાતનો વીમો તથા આવંગ ઉતરેછે તેને ટીપ કહેછે. ટીપમાં દરેક વહાણ ઉપર કેટલી કીમત સુધીનો માલ ચડાવવો તેનો તથા મુદતના અંદર એકંદર કેટલી કીમત સુધીનો માલ ચડવો જોઈએ તેનો આગળથી ઠરાવ થાયછે; ને દરેક વહાણમાં માલ ચડાવી હંકારતી વખતે જોખમ ઉતરાવનારે તેનો નોધ જોખમી અથવા તેના ભણામણીઆને કરાવવો પડેછે; પછી તે માલને જોખમ લાગે તો તે માલનો જવાબદાર જોખમી થાએછે. મુદત પુરી થવા સુધીના અંદર માલ ચડાવવાની બાંધેલી કીમતની હદથી ઓછો માલ ચડે તોપણ બાંધેલી કીમતની પુરી વીરધ અને જો તેથી વધારે કીમતનો માલ ચડેતો તેટલી કીમતની વધારે વીરધ જોખમીને મળેછે; તેમજ દરેક વહાણમાં જેટલી કીમતનો માલ ચડાવવાનો ઠરાવ હોય તે પ્રમાણે વહાણોમાં માલ ચડયા હોય તો મુદત પુરી થવા સુધી અગર બાંધેલી હદથી એકંદર વધારે માલ થાય તોપણ ચડેલા સર્વે માલના જોખમનો

જવાબદાર જોખમી થાયછે. બાંધેલી હદથી ઓછો માલ ચડે તોપણ જોખમીને તે હદ પ્રમાણે પુરી વીરધ મળે એટલા સારૂ માત્ર માલની એકંદર હદ બંધાયછે; પણ તે હદ સુધીજ જોખમી જોખમનો જવાબદાર થાય એમ સમજવું નહીં. બાકી દરેક વહાણને વાસ્તે જેટલી કીમતનો માલ ચડાવવા ઠરાવ હોય તેથી વધારે કોઈ વહાણમાં માલધણી માલ ચડાવે તો તે વધારાના માલના જોખમનો જવાબદાર જોખમી થતો નથી.

૩૫૧. માલધણી માલની સાથે જાય તે સબબથી નકાના દરમાં કાંઈ ફેરફાર થતો નથી; તેમજ જોખમી ઉપરથી જોખમની જવાબદારીમાં પણ કાંઇ ફેરફાર થતો નથી.

૩૫૨. જોખમ ઘણુંકરી દલાલોની મારફત ઉતરેછે.

૩૫૩. વીમો ઉતરાવવામાં ઉતરાવનાર તથા માંડનારને રૂબરૂ થવાનું જરૂર રહેતું નથી. જે ધણીને વીમો ઉતરાવવો હોય તે દલાલને વહાણનું નામ તથા જેટલી રકમનો વીમો ઉતરાવવો હોય તેનો આંક કહેછે. દલાલ તેના જોખમ લેનારા ગરાક કરેછે. અને તે સાથે ભાવ ઠરાવેછે. પછી તે ગરાકોનાં નામ તથા ભાવ જોખમ ઉતરાવનાર ધણી કબુલ કરે એટલે તેને તથા માંડનારને ઘેર તેઓના ચોપડાંમાં તે પોતાને હાથે નોંધ કરી આપેછે, અને તે (દલાલ) પોતાને ઘેર પણ તેનો રીતસર નોંધ રાખેછે. નોંધના નમુના નીશાની. छ અને ज ના જેવા.

૩૫૪. આવંગ રોકડી કોરીનો આપવો હોય તો વહાણ યા માલધણીના કહેવાથી દલાલ તેના ગરાક કરેછે, અને સાટું સહી થાય એટલે દલાલ પોતાને હાથે વિરધ શીખેની ચીઠી લખી વહાણ યા માલધણીને આપે, તેમાં તે પોતાની સહી કરી જોખમી પાસે લઈ જાય અથવા મોકલે એટલે જોખમી તેને વિરધવાળી બાકીના પૈસા આપેછે, અને આવંગ આપનાર તથા જોખમી કહે તો દલાલ તે બંનના ચોપડાંમાં પોતાને હાથે નોંધ કરી આપેછે. જે સારા આબરૂદાર વેપારીઓ છે તે ચીઠી લખી આપતા નથી; માત્ર બંનેના ચોપડાંમાં

દલાલ નોંધ કરી આપેછે. વગર કોરીના આવંગમાં પણ દલાલને હાથે લેનારદેનારના ચોપડામાં તેનો વિગતવાર નોંધ થાય છે ચીઠીના નમુના નીશાની ञ અને ट ના જોવા.

૩૫૫. જોખમી હુંડીનું સાટું દલાલની મારફત સહી થાય એટલે દલાલ પોતાને ઘેર નોંધ કરેછે, અને માલધણી જોખમી હુંડી લખી જોખમીને આપે ત્યારે જોખમી તેનો વટાવ વાળી તે હુંડીના પૈસા તેને આપેછે.

૩૫૬. વીમા તથા આવંગમાં દલાલ ગરાક કરી આવે તેમાંનો કોઈ ગરાક માલધણી અથવા જોખમ ઉતરાવનારને પસંદ નઆવે તો તે તેને કબુલ રાખે નહીં; પણ તે ગરાકને વીમામાં શત એકે ટકા ૦।। લેખે અને આવંગમાં શત એકે ટકા ૦।। લેખે તેણે મંડામણીનું વરતી આપવું જોઈએ.

૩૫૭. વીમા તથા આવંગમાં જોખમનો લેનાર એકવાર દલાલને રૂબરૂ કબુલ થયો તો પછી તે જોખમથી છુટી શકતો નથી.

૩૫૮. દલાલના રૂબરૂ જોખમ ઉતરાવનાર તથા માંડનારે કબુલ કર્યું એટલે જોખમ લેવા દેવાનું સાટું સહી થાએછે. વીમાનો નોંધ થયો ન હોય, આવંગની ચીઠી લખાઈ ન હોય, તેના પઈસાની લેવણ-દેવણ થઈ ન હોય, માલધણીએ હુંડી લખી આપી ન હોય કે, તેના પઇસા લેવાયા દેવાયા ન હોય, એવા કારણસર સાટું અધુરૂંછે એમ કહી શકાય નહીં.

૩૫૯. જે માલનો જોખમ ઉતરેછે તે માલનો નોંધ દલાલ અથવા જોખમ માંડનારને ઘેર થતો નથી, જોખમ ઉતરાવનારના ભરોસા તથા વ્યવહાર ઉપર જોખમ ઉતરેછે.

૩૬૦. જોખમ ઉતરાવતાં નીચે પ્રમાણે ખર્ચ લાગેછે:—

**વીમો.**—જો બે માથાનો હોય તો ઉતરાવનાર તથા માંડનાર પાસેથી સેંકડે આના ૭ અર્ધોઅર્ધ લેવાય છે. તેમાંથી આના ૨ દલાલ પોતે રાખેછે અને આના ૫ દલાલ લઈ ધર્માઉ લાગાવાળાને આપે છે. વીમો એક માથાનો હોય તો સેંકડે આના ૪।। ઉતરાવ-

નાર તથા માંડનાર પાસેથી અર્ધોઅર્ધ લેવાય છે તેમાંથી આના ૨ દલાલ લેછે અને આના ૨ાા ધર્માઉ લાગાવાળાંને મળેછે, જો પરદેશી બંદરે બારોબાર આવતાં જતાં માલનો વીમો આહીં ઉતરે તો તેઉપર ઉપર લખ્યા શિવાય બે માથાનો વીમો હોય તો સેંકડે ટકો ાાા ને એક માથાનો હોય તો સેંકડે ટકો ાા જોખમ ઉતરાવનાર પાસેથી દરબારશ્રી લેછે.

આવંગમાં દલાલને દલાલીના સેંકડે આના બે ઉતરાવનાર તથા માંડનાર પાસેથી અર્ધોઅર્ધ મળેછે તે શિવાય બીજું કાંઈ ખરચ નથી.

જોખમી હુંડી એક માથાની લખાયછે અને તેની દલાલી દલાલને સેંકડે આના ૨ લેખે લેનાર દેનાર પાસેથી આવંગની રીતે મળેછે, એ શિવાય બીજું કાંઈ ખરચ નથી.

૩૬૧. દલાલી તથા ધર્માઉની લાગત નવું વર્ષ બેસતાં એટલે અસાડ સુદ ૨ પછી અપાય છે.

૩૬૨. વહાણ સહીસલામત નીત બંદરે પોહોચે તો વીમાની વિરધ નવું વર્ષ બેસતાં એટલે અસાડ સુદ ૨ પછી જોખમીને અપાય છે. અને તેનો નિયમ એવોછે કે, એક સો કોરી વિરધની થાય તેની નવાણું જોખમીને દેવાય છે.

૩૬૩. જોખમ ઉતરાવવા બાબતમાં ઉતરાવનાર અને માંડનારના વચમાં તકરાર પડે તો ઘણુંકરી દલાલનાં નામાં તથા તેની સાક્ષી ઉપરથી નિશ્ચય થાયછે.

૩૬૪. જોખમ ઉતરાવવા પછી તથા વહાણ સહીસલામત પોહોંચ્યા અથવા ન પોહોંચ્યા પછી જોખમ ઉતરાવનાર તથા માંડનાર વચેની પૈસાની લેવદેવ સાથે દલાલને કાંઈ સંબંધ રેહેતો નથી જોખમ ઉતરાવનાર તથા જોખમી આપસમાં પરબારી લેવદેવ કરેછે.

૩૬૫. રોકડી કોરીના આવંગની ચીઠીમાં ઠરાવેલી મુદતથી ઉપરાંત માલધણી કોરી રાખે તેનું વ્યાજ ટકા એક લેખે વરતી આપવા કરાર લખાયછે, મગર ઠરાવેલી મુદતથી વહાણ નીત બંદરે

પોહોંચવાને વધારે મુદત લાગે તો ત્યાં સુધી તથા જોખમાઈ આવ્યું હોય તો નિકાલ થવા સુધી મુદતથી વધારેના રોજનું વ્યાજ માસ એકે શત એક ટકા ૦॥ લેખે વરતી આપવાનો વહિવાટ ચાલેછે, અને વહાણ સહી સલામત નીત બંદરે પોહોંચ્યા પછી અથવા જોખમાઈ આવ્યું હોય તો નિકાલ થવા પછી જોખમીની મરજી વિના માલધણી પૈસા રાખે તો ચીઠીમાં લખ્યા કરાર પ્રમાણે ટકા એક લેખે બ્યાજ વરતાયછે.

૩૬૬. વગર કોરીના આવંગમાં બાંધેલી મુદતથી ઉપરાંતનું વ્યાજ માલધણીને મળતું નથી કેમકે મુદતે કરાર પુરો થાયછે.

૩૬૭. જોખમ માલની કીમત પ્રમાણેજ ઉતરવો જોઈએ એવો કાંઈ નીયમ નથી તથી સવાઈ કીમત સુધીનો જોખમ ઉતરેછે તેની કજા વરતી દેવામાં કાંઈ તકરાર પડતી નથી; પણ જો તેથી વધારે કીમતનો ઉતરાવે અને વહાણને કજા લાગે તો તે બાબત તકરાર પડેછે, અને વધારાની કજા જોખમ ઉતરાવનારને પુરેપુરી મળતી નથી.

૩૬૮. વહાણમાં માલ ચડ્યા પછી કીરાણી અથવા નાખવો ચડે અને વહાણનું નાંગર ઉપાડે ત્યારથી જોખમી ઉપર જોખમ શીરૂહ થાયછે.

૩૬૯. દરેક વેપારી પોતાના વહાણ અથવા માલનો જોખમ ઉતરાવવા, અથવા ન ઉતરાવવા પોતાના વહાણ અથવા માલથી ઓછી કીમતનો જોખમ ઉતરાવવા અને તે જોખમ એકથી વધારે આસામીઓ પાસે થોડી થોડી કીમતનો જુદો જુદો ઉતરાવવા મુખત્યારછે, એકજ વહાણમાં જુદા જુદા વેપારીઓનો માલ હોય તેને વાસ્તે પણ એજ પ્રમાણે જાણવું.

૩૭૦. સુહાલ, આદન, મુસંબેગ વીબુ, અને કુમર વીગેરે બંદરોમાંથી કોઈ બંદરે વહાણ જાય અથવા ત્યાંથી આવે તેમાં ચડેલા માલ સાથે કાંઈ સંબંધ ન છતાં તે વહાણ સહી સલામત પોહોંચવાની સરતે ત્રાહેત લોકો તે ઉપર રોકડી કોરીનો આવંગ લેછે, એ સીવાય બીજે બંદરે વહાણ જાય આવે તે ઉપર એવી રીતે કોઈ ત્રાયત સખ્સ આવંગ લેતો નથી.

૩૭૧. પરદેશમાના બંદરેથી વહાણમાં માલ ચડવાનો હોય તે વહાણ અહીંને બંદરે આવે અથવા બારોબાર બીજે બંદરે જાએ તેનો વીમો અથવા આવંગ આહીં ઉતરે તે અજાણમાં અથવા ત્માના સમાચાર ઉપરથી વધારે ઉતરી જાય અને તેની ખબર વહાણ નીત બંદરે પોહોંચ્યા અગાઉ માલધણીને પડે તો માલધણી જોખમીને ચેતવણી આપી વધારે ઉતરેલો વીમો અથવા આવંગ ઓછો કરાવી શકેછે; પણ વીમો ઉતરેલો હોય તો વધારાની રકમનો સેંકડે ટકો ૦। અને આવંગ ઉતરેલો હોય તો વધારાની રકમનો સેંકડે ટકો ૦॥ જોખમીને મંડામણીનો તેણે આપવો પડેછે. અને રોકડી કોરીના આવંગમાં વધારાના માલના પૈસા જોખમીને વ્યાજ ટકા ૦॥ સીખે પાછા મળેછે.

૩૭૨. કલમ ૩૭૧ માં કહ્યા પ્રમાણે જોખમ વધારે ઉતર્યો હોય અને વહાણ નીત બંદરે પહોંચે તો પછી વધારે ઉતરેલા જોખમની વિરધ ઓછી આપવાનો ઉજર માલધણીનો ચાલે નહીં. વહાણ નીત બંદરે સહીસલામત પહોંચ્યું તો જેટલી રકમનો જોખમ ઉતર્યો હોય તેટલી રકમની વીરધ જોખમીને મળેછે.

૩૭૩. કલમ ૩૭૧ માં કહ્યા પ્રમાણે માલધણીની અજાણમાં વધારે ઉતરેલો જોખમ તેણે પાછળથી ઓછો ન કરાવ્યો હોય અને એ વહાણને સમુદ્રમાં કજા લાગે તો જેટલી રકમનો જોખમ ઉતર્યો હોય તે સર્વ રકમનો જોખમી જવાબદાર થાયછે. ઓછો માલ ચડ્યો હોય તો પણ તેની કીમત જેટલી ઓછી જવાબદારી પડવાનો જોખમી ઉજર કરે તો ચાલી શકે નહીં.

૩૭૪. વીમા, આવંગ તથા જોખમી હુંડીનું વેચાણ થઈ શકેછે અને વેચનાર તેની જવાબદારીથી છુટી શકતો નથી; પણ જોખમી હુંડીના વેહેચાણમાં જોખમ હુંડી વેચાણ લેનાર ઉપર રાખ્યો હોય તો વેચનાર જવાબદારીથી છૂટેછે.

૩૭૫. વીમો અથવા આવંગ માંડનાર પોતા ઉપરથી જોખમ ઉતારવા સારૂ તેપેટે પોતાને મતે આવંગ તથા વીમો ઉતરાવી શકેછે. આવંગ લીધો હોય તેની બદલીમાં વીમો ઉતરાવવો હોય તો આવંગ-

થી સવાઈ કીમત સુધીનો ઉતરી શકેછે, અને વીમાની બદલીમાં આવંગ ઉતરાવવો હોય તો પુરેપુરી કીમતનો ઉતરી શકેછે.

૩૭૬. માલનો જોખમ ઉતર્યો હોય તો જોખમી કયારે અને શીશી બાબતમાં જવાબદાર છે તે વિશેઃ- તોફાન તથા આગ લાગવા વિગેરે સબબે સમુદ્રમાં માલની વામણી થાય અને તે વમાયલો માલ કુલ માલના પ્રમાણમાં પાંચ ટકાથી વધારે હોય તો જેટલો માલ વમાય તેની ટકા વિરાડ પ્રમાણે નુકશાનીનો જવાબદાર જોખમી છે. જો વહાણ ભાંગી જતાં ખાડાથી બાર સર્વ માલ દરીયામાં જાય તો ડુબેલા માલના નુકસાનનો જવાબદાર જોખમી છે. જે બંદરે જવાનો જોખમ ઉતરાવ્યો હોય તેજ બંદરે જવાની નીત બાંધી વહાણ હકાર્યું હોય અને તોફાન સબબથી વહાણ ગમે ત્યાં નીકળી જાય તોપણ તેના જોખમનો જવાબદાર જોખમી છે.

૩૭૭. માલનો જોખમ ઉતર્યો હોય તો કયારે અને શી શી બાબતમાં જોખમી જવાબદાર નથી તે વિશે—જો વામણી પાંચ ટકા સુધી હોય તો જોખમનો માંડનાર જવાબદાર નથી. વહાણ નીત બંદરે ખાડામાં આવી ત્યાં નાંગર નાંખે અથવા આખર કે તોફાનના સબબથી વહાણના રક્ષણ સારૂ વહાણ બેટ, ચાખે, નવીનાળ, અથવા મોઢવે રહે ને પછી માલને જોખમ લાગે તો જોખમી જવાબદાર નથી. સોહાલી, અને મુસંબેગી વહાણો જેમાં રોકડ અને દાંત હોય તે ખાડે અથવા બેટ અથવા ચાખે નાંગરે તેમાંથી પેહેલું હેલીચું દાંત રોકડનું ભરી કાંઠે ઉતરે તે પછી એ વહાણમાંના માલના જોખમનો જવાબ-દાર જોખમી નથી. વહાણ સહીસલામત આવે તો બિનાબાધ માલનો જવાબદાર જોખમી નથી; તેમજ દાગીનો ઘટી પડે તો તેનો જવાબદાર પણ જોખમી નથી. જે વહાણને નામે જોખમ ઉતર્યો હોય તે વહાણમાંથી માલ બીજે બંદરે અથવા દરીયામાં જોખમ માંડનારની મંજુરી વગર ઉતારી બીજા વહાણમાં ચડાવે તો પછી તેના જોખમનો જવાબદાર જોખમી નથી. જે બંદરે માલ પોહોંચામ-ણીની નીત કરી જોખમ ઉતરાવ્યો હોય તે બંદર તરફ વહાણ ન લઈ જતાં બીજા બંદર તરફ હકારે અથવા જે વહાણમાં માલ ચડાવવાનું

કહી જોખમ ઉતરાવ્યો હોય તે વહાણમાં ન ચડાવતાં બીજા વહાણમાં માલ ચડાવે તો તેના જોખમનો જવાબદાર જોખમી થતો નથી, એટલુંજ નહીં પણ વીમામાં શત એકે ટકો ૦। અને આવંગમાં શત એકે ટકો ૦।। મંડામણીનો જોખમીને જોખમ ઉતરાવનારે આપવો પડેછે.

૩૭૮. વહાણના પઠાણનો જોખમ ઉતર્યો હોય તો જોખમી કયારે જવાબદાર છે, ને કયારે નથી તેવિશે—વહાણનું પઠાણ ભાગી પડે તો જોખમી તેના જોખમનો જવાબદાર છે. જો વહાણ આડ બંદરે છીતે, અને તેના પાતરાંને નુકસાન થયું હોય તે સમું કરાવવું પડે તો જેટલું વાજબી ખરચ હોય તે વહાણની કીમત ઉપર ગણતાં જેટલાનો જોખમ ઉતાર્યો હોય તેના હિસ્સા ઉપર જેટલું આવે તે જોખમ ઉતરાવનારને જોખમી વરતી આપે તો પછી તે જોખમથી છુટો થાયછે; પણ જો પાતરાંને સમું કરાવવાના ખરચની કજા જોખમી પાસેથી લેવાઈ ન હોય, અથવા તે ઉપર વહાણ ધણીએ દાવો કીધો ન હોય તો જોખમી ઉપરથી જોખમ ઉતરતો નથી. જો પઠાણ સલામતનો સાજી મોશમનો જોખમ ઉતર્યો હોય તો જ્યારે જ્યારે તે વહાણ જે બંદરનું હોય તેને ખાડે આવે ત્યારે જોખમી ઉપરથી જોખમ ઊતરેછે, અને પાછું હંકારે ત્યારે જોખમ શરૂ થાયછે. હંકાર્યાની બંધી કચ્છ, હાલારના બંદરોએથી નરોજ ૨૬૫ સુધીની અને બીજા દેશાવરના બંદરોએથી નરોજ ૨૮૧ થી ૩૦૧ સુધીની થાયછે, ને તેના અંદર હંકારેલું વહાણ છેલે ગોસે નીત બંદરે સહીસલામત આવે એટલે જોખમી ઉપરથી સાજી મોસમનો જોખમ ઉતરેછે. અને તે પછી જો એજ મોસમમાં વહાણ હંકાર્યું હોય તો તેનો જોખમ જોખમી ઉપર રહેતો નથી. જો એક ગોસનો એક માથાનો અથવા બે માથાનો જોખમ ઉતરાવ્યો હોય તો જે બંદરની નીત બાંધી જોખમ ઉતર્યો હોય તે બંદરે પોહોચે તથા તે બંદરના ખાડામાં વહાણ પડયું હોય ત્યારે જોખમી ઉપરથી જોખમ ઉતરેછે. પઠાણના જોખમમાં વહાણના પઠાણ સિવાય ઉપરના ભાગમાં કંઈ જોખમ થાય અથવા સમુદ્રમાં વહાણની આ-

લાદની વામણી થાય અથવા જાતી રહે અથવા પઠાણના ઉપરના ભાગમાં ગભી નીકળી જાય અને તે દુરસ્ત કરાવવું પડે તેના નુકસાનનો જવાબદાર જોખમ માંડનાર થતો નથી. જે બંદરે નીત બાંધી વહાણ હંકારયું હોય તે બંદરે ન જાતાં બીજે બંદરે વહાણ હંકારે તો જોખમી તેના જોખમનો જવાબદાર નથી.

૩૭૯. જે વહાણનો અથવા તેમાંના માલનો જોખમ ઉતર્યો હોય તે વહાણ કોઈ કારણથી નીત બંદરે ન પોહચતાં દુરસ્ત કરાવવા વિગેરે કારણ સારૂ પાછું વળી આવ્યું હોય તો એટલા સારૂ જોખમી જોખમથી છુટી શકતો નથી.

૩૮૦. દુરસ્ત કરાવવા સારૂ તે પાછું આવેલું વહાણ કેટલા વખતમાં હંકારી જવું જોઈએ તેનો કાંઈ નીયમ નથી. પણ દુરસ્ત થઈ રહે એટલે તરત હંકારી જવું જોઈએ.

૩૮૧. પાછું વળી આવેલું વહાણ ચાલવા લાયક હોય નહીં તેથી પાછું હંકારવામાં ન આવે અને તેમાંનો માલ કિનારે ઉતારી નાખવામાં આવે અથવા તે માલ બીજા બારકસમાં રવાનો કરવામાં આવે તો જોખમી ઉપરથી જોખમ ઉતરેછે, અને આવંગ તથા વીમાની અરધી વિરધ માલધણી અથવા વહાણધણી પાસેથી જોખમીને મળેછે ; તથા આવંગ ઉતર્યો હોય તો તેના પૈસા લીધા હોય તે અને જોખમી હુંડી હોય તો તેમાં લખ્યા પ્રમાણે પુરા પૈસા જોખમીને માલ અથવા વહાણધણી પાસેથી પાછા મળેછે.

૩૮૨. આવંગ અને જોખમી હુંડીમાં પાછાં વળી આવેલાં વહાણનો માલ સંભાળવા માલધણી અથવા તેનો આડતીઓ હાજર ન હોય તો જોખમીએ તે માલ સંભાળી લઈ માલધણીને ખબર પોહોંચાડવી જોઈએ, અને વાજબી મુદતમાં માલધણી આવી ન પોહોંચે તો તે માલ દરબારમાં જાહેર કરી જોખમી વેચી શકેછે, અને તે માલના પૈસા વસુલ થતાં બાકી પૈસા જોખમીના લેહેણા રહે તો તે પૈસા માલધણી પાસેથી અર્ધા ટકાના વ્યાજ સીખે વરતી લેવાનો તેનો હક છે.

૩૮૩. નાખવાની બદદયાનતથી કે માલધણીની બદસલાહથી વહાણ કે વહાણમાંના માલને કજા થઈ હોય તો જોખમી ઉપર તેના જોખમની જવાબદારી પડતી નથી અને જેનું કસુર હોય તે ફોજદારી ગુન્હાને પાત્ર થાયછે.

૩૮૪. સલામત વહાણ ભારે પડયું હોય તો માલ વહાણમાં હોય ત્યાં સુધીનો જોખમ જોખમી ઉપર છે, અને માલ વહાણમાંથી ઉતારી સુકે રાખવામાં આવે તે વીશેના રીવાજ સંબંધી બે મત છે:- એક મત એવો છે કે, સુકે માલ ઉતરે તોપણ જોખમી તેના જોખમથી છુટી શકતો નથી; કેમકે તે વહાણ નીત બંદરે પોહોંચવા સુધી તેના જોખમથી જોખમી બંધાએલો છે. બીજો મત એવો છે કે તેનો જોખમ જોખમી ઉપર રહેતો નથી કેમકે તેણે જોખમ સમુદ્રની કજાનો કબુલ કરેલો છે.

૩૮૫. સલામત ભારે પડેલાં વહાણનો માલ કીનારે ઉતરે તથા ત્યાંથી ચડે તેનું ખરચ ટકા પાંચ સુધી થાય તો માલધણીને આપવું પડેછે; ને તેથી ઉપરાંત ખરચ થાય તો બધું ખરચ જોખમીને આપવું પડેછે.

૩૮૬. માલધણી અથવા વહાણધણી અથવા દલાલ અથવા ગામના હરકોઈ માણસને વહાણ જોખમાયું છે એવી ખબર હોવા પછી જોખમ ઉતર્યો હોય તો તે જોખમ ઉસટ (રદ) થાયછે, અને તે બાબત જોખમી ઉપર દાવો રહેતો નથી.

૩૮૭. વહાણ એક બંદરેથી બીજે બંદરે જેમકે મુંબઈથી મસ્કત જતાં વચમાં જોખમાયું અથવા વમાયું એવી કોઈને ખબર આવી હોય અથવા તોફાન વિગેરે કારણથી તે વહાણ જોખમાયું જોઈએ અથવા વમાવું જોઈએ, એવો કોઈને સંભવ થાય તે ઉપરથી તે ખુલીરીતે કહે કે "અમુક વહાણને હમણાં સુધી જોખમ લાગ્યો હશે અથવા તે વમાયું હશે તો પણ હું નુકશાન લઈશ કોઈને આવંગ આપવો હોય અથવા વીમો માંડવો હોય તો હું લેવા અથવા ઉતરાવવા તૈયાર છઉં" એમ કહી જે જોખમ ઉતરાવેછે તેને આડા સાંટાં

કહેછે, એ આડો સાંટો સમજી જે કોઈ આવંગ આપેછે અથવા વીમો માંડેછે તે વહાણને જોખમ લાગે તો કજાના જવાબદાર થાયછે. કદાચ જોખમ ઉતર્યાં અગાઉ કજા લાગી હોય તોપણ જોખમી કજાના જવાબદાર છે અને જોખમ ઉતરાવનારને આગળથી વહાણને કજા લાગી છે એવી ખબર હોય તોપણ જોખમીનો ઉજર ચાલતો નથી; કેમકે જોખમ ઉતરાવનાર ખુલ્લીરીતે કહીને જોખમ ઉતરાવેછે.

૩૮૮. વહાણ સહીસલામત કીનારે આવ્યાની ગામમાં કોઈને પણ ખબર છતાં તે પછી માલધણીની અજાણમાં જોખમ ઉતર્યો હોય તો તેની વિરધ જોખમીને લેવા હક નથી.

૩૮૯. વહાણ વાવટો મુકી નીત બંદરે પોહોંચે તો તે સહીસલામત પોહોંચ્યું એમ ગણાય છે અને જો વાવટો વીંટી નીત બંદરમાં આવે તો વહાણને જોખમ લાગવાની તે નીશાની છે.

૩૯૦. જે વહાણ વમાંઈ નીત બંદરે આવે તેનો કીરાણી અથવા નાખવો ખડયો (કાગળીઆ) લઈ માલધણી પાસે જાય એટલે માલધણી દલાલને સાથે લઈ જેણે જોખમ માંડયો હોય તેને ચેતવણી આપવાથી તે માલ ઉપર ચોકી રાખે ને પછી દલાલની મારફત માલધણી અને જોખમી ઘરમેળે સમજે તો તે પ્રમાણે જોખમી માલધણીને કજા વરતી આપેછે; અને જો ઘરમેળે સમજે નહીં તો પછી ત્યાંહાનું મહાજન તે વહાણમાંનો કાયમ માલ નોંધી પોતાને કબજે કરી તેની વીરાડ કરી આપેછે, તે પ્રમાણે જોખમી માલધણીને વરતી આપેછે.

૩૯૧. જો વહાણ વમાયું હોય તો નુકશાનીની કાંડણી કરવા સારૂ વિરાડ કરતી વખતે સતમીમાં લખ્યા કુલમાલમાંથી જેટલો માલ કાયમ નીકળ્યો હોય તે બાદ કરતાં બાકી જેટલો ત્રોટો રહે તેની કોડ સતમીમાં લખ્યા માલની કિંમત ઉપર ગણતાં જેટલા ટકા આવે તેટલા ટકાની સેંકડે કજા ગણાયછે.

૩૯૨. જે માલને કજા લાગે તેનો વીમો ઉતર્યો હોય તો વિરાડમાં જેટલા ટકાની નુકશાની ઠરે તે પ્રમાણે હિસાબે જેટલી કોરી થાય તેમાંથી સેંકડે ટકા ૩ બાદ કરી બાકીની કજા માલધણીને નવું વર્ષ બેસતાં એટલે અસાડ સુદ ૨ પછી જોખમી આપેછે. આવંગ ઉતર્યો

હોય તો વિરાડમાં જેટલા ટકાની નુકશાની ઠરે તે પ્રમાણે સવરધી એટલે વિરધ સીખેની કજા વાળી માલધણી બાકીના પઈસા જોખમીને આપેછે. જો જોખમી હુંડી આપી જોખમ ઉતરાવ્યો હોય તો વીરાડ પ્રમાણે હુંડીમાં લખી મુલગી રકમની કજા વાળી બાકીના પઈસા હુંડી સીકારનાર અથવા માલધણી આપેછે.

૩૯૩. વમાયલા વહાણના માલની વિરાડ થતી વખતે તેમાં દરેક માલધણીના ચડેલા માલની કીમતમાંથી વમાયલા માલની નુકશાનીના વીરાડ પ્રમાણે ટકા બાદ થાયછે તથા તેમાંના જે જે સખ્સનો માલ સલામત નીકળ્યો હોય તે તેને અપાયછે; એવી રીતે કે સાલમ માલ હોય તે આંકબંધો અસલ કીમતે ખંડી અપાયછે અને ડામેજ અથવા ભીંજેલો માલ હોય તેની ઉપજવા લાયક કીમતમાં તે માલ જેનો હોય તેને સોંપાય છે. જો ઠરાવેલી કીમત પ્રમાણે તે ડામેજ અથવા ભીંજેલો માલ લેવા તેના ધણીની ખુશી ન હોય તો તેનું લીલામ કરી તેના પૈસા વિરાડના લીસ્ટમાં જમે થાયછે એ પ્રમાણે થતાં તેમાંના જે માલધણીનું કાંઈ વધે તો તેને વિરાડ કરનાર તે પ્રમાણે આપેછે અને જે પાસે લેણું નીકળે તે પાસેથી તે વસુલ કરેછે.

૩૯૪. એક વહાણમાં ઘણા જણનો માલ હોય તેમાં કોઈએ પોતાના માલનો જોખમ ઉતરાવ્યો હોય અને તે વહાણ વમાય તો જેણે જોખમ ઉતરાવ્યો હોય તેનો માલ પણ વિરાડમાં પડેછે અને બીજાની રીતે તે પણ કજા ભરી આપેછે.

૩૯૫. છડીઆં, નાંખવા તથા ખલાસીનો માલ ઘરેણાં અને રોકડ જે સતમીમાં નોંધાયો ન હોય તે પણ વિરાડમાં પડેછે; મગર તેઓએ અંગ ઉપર પેહેરેલાં સાધારણ કીમતનાં લુગડાં તથા ઘરેણાં વિરાડમાં પડતાં નથી. સતમીમાં નોંધાયા વગરનો માલ વમાયો હોય તેની નુકશાનીના ટકા તે માલધણીને મળતા નથી. વેપારીનો માલ હોય પણ સતમીમાં ન નોંધાયો હોય અને એ બાબતમાં વહાણ સાથે વેપારીનો ખાત્રી લાયક કાગળ પણ ન હોય તો તેનું પણ એજ રીતે થાયછે.

૩૯૬. વહાણના પઠાણ સલામતનો જોખમ ઉતર્યો હોય અને તે વહાણનું પઠાણ દરીઆમાં ભાંગી પડે તો જેટલી કીમતનો જોખમ તે પઠાણનો ઉતર્યો હોય તે કીમત પેટે ભાંગેલા વહાણનો સામાન નીકળે તે વહાણ ધણીને અપાયછે, અથવા તે સામાનનો લીલામ કરતાં પૈસા ઉપજે તે વહાણધણીને ભરાયછે. અને બાકી નુકશાની જાય તે જોખમી વહાણધણીને વરતી આપેછે. અને કેટલીક વખત વહાણ ધણી તથા જોખમી પોતપોતામાં સમજી નુકશાનનો ઉધડો આંકડો પણ ઠરાવેછે અને તે પ્રમાણે જોખમી વહાણધણીને વરતી આપેછે.

૩૯૭. સાજું વહાણ લાસ ગયું હોય તો તેમાં ચડેલા માલની વીરાડ કરવાની જરૂરીઆત રહેતી નથી; કેમકે તેમાં પુરા સોએસો ટકાની કજા હોયછે. બાકી જોખમી અને માલધણી દલાલની મારફત અથવા બીજી રીતે મુકાણ કરવાની સમજુત કરી બાકીની કજાની લેવદેવ કલમ ૩૯૨ પ્રમાણે કરેછે.

૩૯૮. માલ અથવા વહાણધણીએ અથવા નાંખવે વહાણમાંનો માલ ઉચાપત કરી તે વહાણ વમાયાનું ખોટું જાહેર કર્યું હોય ને તે ઉપરથી વિરાડ થઈછે એમ જાહેર થાય તો થએલી વિરાડ રદ થાય, અને કજાના પઈસા માલધણીએ લીધા હોય તે જોખમીને પાછા મળેછે. ઉપરાંત ખોટાખામાં જેઓ સામેલ હોય તે સર્વે સજાને પાત્ર થાયછે.

૩૯૯. જે વહાણ વમાઈ અથવા જોખમાઈ પરદેશને બંદરે જાયછે તેનું મેજર ત્યાંનું મહાજન કરી મોકલેછે તે બાબત જોખમ માંડનાર તથા ઉતરાવનાર ઘરમેળે ન સમજતાં મહાજનની મારફત સમજે તો જરૂરી કારણ વગર તે મેજરમા ફેરફાર થઈ શકતો નથી.

૪૦૦. બીજા દેશના વેપારીના માલનું વહાણ વમાઈ આહીંને બંદરે આવે તો મહાજન તે વહાણમાંનો માલ સંભાળી રાખે અને માલધણી તથા વહાણધણી આવે ત્યારે તેને મેજર કરી આપે તે

પ્રમાણે તેની વીરાડ જે દેશના વેપારીનો માલ હોય ત્યાં થાય; પણ જે તે વહાણનો જોખમ આ દેશમાં ઉતર્યો હોય તો તેની વીરાડ આંહી થાયછે.

૪૦૧. વેપારીનો સર્વ માલ ઘણુંકરી સતમીમાં નોંધાયછે. બાકી છડીઆંનો માલ કેટલીક વખત તેના જાહેર ન કરવાથી નોંધાતો નથી.

૪૦૨. સતમીમાં વગર નોંધાયલા માલની ફકત વામણી થાય તો સતમીમાં નોંધાયલા માલની વીરાડ થાય નહીં, કેમકે વીરાડ સતમીમાં નોંધાયલા માલમાંથી કાંઈ માલ વમાય તો થાયછે.

૪૦૩. સમુદ્રરસ્તે વહાણમાં જનારા તથા આવનારા માલ તથા વહાણોનો જોખમ ઉતરાવવાનું મુખ્ય મથક માંડવી બંદર છે, તેથી માંડવીમાં વીરાડ કરવા સારૂ મહાજનમાંથી ૬ જણને શ્રી દરબારે મુકરર કરેલા છે, અને કચ્છનાં બીજાં બંદરોમાં વીરાડ કરવાનું કામ પડે ત્યારે તે તે બંદરના મહાજનમાંથી જે વખતે જે મુખી હોય તે વિરાડ કરેછે.

૪૦૪. વિરાડ થયા પછી તથા સાલમ માલ માલધણીને સોંપાયા પછી જોખમી હુંડીનાં નાણાં વિરાડમાં ઠર્યા પ્રમાણે જોખમીને માલ-ધણી અથવા તેનો આડતીયો આપવામાં ઢીલ કરે તો તે ઢીલના દીવસોનું વ્યાજ માસ એકે શત એકે ટકા ૦॥ લેખે જોખમીને તે વરતી આપેછે. જો માલધણી સાલમ માલ ઉપાડે નહીં અને તેમાં તેનું પોતાનું કસુર હોય તોપણ તેને તે પ્રમાણે વ્યાજ આપવું પડેછે; પણ જો જોખમીના કસુરથી તે માલ ઉપાડે નહીં તો ઢીલના દીવસોનું વ્યાજ જોખમીને મળતું નથી.

૪૦૫. જોખમી હુંડીમાં વમાયલા વહાણનો બાકી રહેલો માલ હુંડી લખનારનો આડતીઓ સંભાળે તો તે વિરાડ પ્રમાણે પૈસા આપવાને હુંડીની કલમ ૩૩૨ મીમાં લખ્યા મુજબ બંધાયલો છે; પણ જો તે માલ સંભાળે નહીં અને હુંડીનો લખનાર આસામી કાયમ ન હોય તો તેનો બાકી રહેલો માલ જોખમી પોતે લઈ શકેછે.

૪૦૬. વહાણ વામી બીજા દેશાવરે ભારે પડયું હોય તો તેની વારફેર કરવાની જોખમી ઉપર ફરજ છે.

## ખુશકીના જોખમ વિશે.

૪૦૭. માલ ખુશ્કી રસ્તે જતાં જોખમ ઉતરાવવામાં આવેછે. તેમાં મુદત બંધાતી નથી. બાકી જે ગામે પોહોંચવાનો વીમો ઉતર્યો હોય તે ગામે જેને માલ સોંપવાનો હોય તેને ઘેર પોહોંચવા સુધી જોખમી ઉપર જોખમ રહેછે.

૪૦૮. માલ રવાને થયા પછી રસ્તામાં ચોરાઈ જાય, બળી જાય, લુટાઈ જાય, નદી નાળાંમાં તણાઈ જાય, અથવા જતો રહે, તેનો જોખમ જોખમીને શિર છે, બાકી વરસાદ વિગેરે સબબથી ભીંજાઈ જાય, અથવા સડી જાય, અથવા કચરાઈ કે પીલાઈ જાય, તેનો જોખમ જોખમીને શિર રહેતો નથી.

૪૦૯. ઊંટ ગાડાં વિગેરે ભાડાંના વાહન બદલવાથી જોખમી ઉપરથી જોખમ ઉતરતો નથી.

૪૧૦. કોઈ યોગ્ય સબબથી રસ્તાના ગામમાં અથવા રસ્તામાં તે માલ માલધણી અથવા ભાડુત અમુક મુદત સુધી ઉતારી રાખે દરમીયાન તેને કજા લાગે તો પણ જોખમી જવાબદાર છે.

૪૧૧. જેટલા દાગીના રવાને થવાના હોય તેટલાજ દાગીનાનો જોખમ ઉતરી શકે, પણ તેની કીંમત માલધણી પોતાની મરજી પ્રમાણે સવાઈ અથવા તેથી પણ વધારે ગણી જોખમ ઉતરાવેછે, અને તેમાંથી જે દાગીનાને જોખમ લાગે તેની જોખમ ઉતરાવ્યા પ્રમાણે કીંમત જોખમી માલધણીને વરતી આપેછે; અર્થાત દરેક નંગ અથવા દાગીના ઉપર વીમો ઉતરેછે, અને કજા પણ તે પરમાણે વરતી અપાયછે. જો એક અથવા વધારે દાગીનાના કાંઈ ભાગને જોખમ લાગે તો તેટલાનીજ કજા જોખમી વરતી આપેછે.

૪૧૨. પરદેશથી આવનારા માલનો વીમો અહીં ઉતરતો નથી.

૪૧૩. જે ગામે જવાની નીત બાંધી જોખમ ઉતરાવ્યો હોય તે ગામે ન જતાં બીજે ગામે જાય તો જે ઠેકાણેથી બીજા ગામનો રસ્તો સીધો હોય તે ઠેકાણેથી જોખમી ઉપરથી જોખમ ઉતરે છે, અને

જોખમીને વિરધ માલધણી પાસેથી પુરી મળેછે, પણ જો ભુલથી બીજે રસ્તે માલ ગયો હોય તો જોખમી ઉપરથી જોખમ ઉતરતો નથી.

૪૧૪. જોખમ ઉતરાવ્યા પછી માલધણી પોતાનો માલ ન મોકલે તો જોખમીએ લીધેલી વિરધ માલધણીને પાછી મળતી નથી.

૪૧૫. ખુશકીનો જોખમ એક માથાનો ઉતરેછે.

૪૧૬. જોખમ ઉતરેલા માલમાંથી કોઈ દાગીનો જાય તો માલધણી જોખમીને ચેતવણી આપે એટલે જોખમી તેનો તપાસ કરતાં દાગીનો મળી આવે તો બજનસ તેને સોંપેછે. અને ન મળે તો તેના પૈસા જોખમ ઉતરાવ્યા પ્રમાણે તેને વરતી આપેછે.

૪૧૭. ગયેલા માલની જોખમી તપાસ કરે તેમાં વખત લાગે તેનું વ્યાજ માલધણીને મળતું નથી; પણ જો પાલીના શિરસ્તા પ્રમાણે વીમો ઉતર્યો હોય તો કજાના પઈસા ત્રણ મહીને જોખમીને આપવા પડેછે.

૪૧૮. ખુશકીનો વીમો દલાલ મારફત ઉતરે તો જોખમ ઉતરાવનાર પાસેથી સેંકડે છુટો ૧ તથા માંડનાર પાસેથી છુટો ૧ એમ છુટાં ૨ દલાલને દલાલીના મળેછે.

૪૧૯. દલાલની મારફત જોખમ ઉતરે ત્યારે તેનો નોંધ થાય છે, જેને ટીપ કહેછે; તેના મથાળામાં દાગીના નિશાની બંધ તથા ભાડુતનું નામ લખી જેણે જેણે જોખમ જેટલાનો માંડયો હોય તેના નામ પૈસાના આંક સુધાંત લખવામાં આવે છે. અને તે નીચે જોખમીઓની સહી લઈ તે કાગળ માલધણીને દલાલ હવાલે કરેછે ત્યારે સોદો સહી થયો ગણાય છે, તેથી અગાઉ દલાલ મારફત જોખમ માંડનારનાં આવેલાં નામોમાંથી માલધણી કોઈને પણ નાપસંદ કરી શકેછે.

૪૨૦. એકજ વાહન ઉપર એકથી વધારે માલધણીઓનો માલ ચડ્યો હોય તેમાં એકનો જોખમ ઉતર્યો હોય ને એકનો ન ઉતર્યો હોય અથવા બંનેના જુદા જુદા ઉતર્યા હોય તો જેનો જોખમ

જેણે માંડ્યો હોય તેના માલમાંથી જેટલી કજા થઈ હોય તેનો જવાબદાર તે જોખમી થાય છે. અર્થાત જેનો માલ ગયો તે ગયો અને રહ્યો તે રહ્યો એવો એનો નિયમ છે. વહાણની પેઠે બધા માલ ઉપર નુકસાનીનો સરખો જોખમ પડતો નથી.

## માલના વીમાનો નોંધ જોખમીને ઘેર થાય તેનો નમુનો છ.

પારેખ રેવાદાસ રૂપસીને ખાતે વીમો કોરી ૧૦૦૦ એક હજારનો વહાણ ગંજે પદાર્થ સા. માણકચંદ મોતીચંદ વાળો પુરત માંડવીથી જંગબાર પોહોંચામણી માથાં એકનો પ્રત ટકા ૧ એક લેખે વઈશાખ વદ ૩ જે તમે ઉતારાવ્યો તે સા. પીતાંબર શાંતીદાસે માંડ્યો દલાલ માં. નથુ ખેતસી હસ્તુ.

## વહાણના પઠાણ સલામતના વીમાનો નોંધ જોખમીને ઘેર થાય તેનો નમુનો જ.

પારેખ રેવાદાસ રૂપસીને ખાતે વીમો કોરી ૧૦૦ એકસોનો વહાણ ગંજે પદારથ નાંખવો આંમદ ઈબરામાણી ધણી સા. માણકચંદ મોતીચંદ વાળો પુરત માંડવીને ખાડેથી ચાહે તે બંદરે હંકારે. પઠાણ સલામત સાજી મોસમની પ્રત ટકા ૪ ચાર લેખે હંકાર્યાની બંધી કચ્છ હાલારથી નરોજ ૨૬૫ સુધી ઉપરાંત હરકોઈ બંદરેથી હંકાર્યાની બંધી નરોજ ૨૮૧ અખરે બસોએક્યાશી સુધી છેલો ગોસ જે બંદર આવે તે બંદર જોખમ ઉતરે. હરેક સબબે જેવારે જેવારે માંડવીને ખાડે આવે તેવારે તેવારે ખાડે જોખમ ઉતરે, વહાણ છતાં હરેક તરેહથી આલાદ જાય તો જોખમીને લેવા દેવા નથી. બંધી કોરી ની વાલીઓ કોરી નો ઠરાવ્યો છે દલાલ માં. નથુ ખેતસી હસ્તુ વઈશાખ વદ ૩ સં. ૧૯૩૫.

## માલના આવંગમાં જોખમીને આવંગ આપનાર લખત કરી આપેછે તેનો નમુનો ઝ.

સંવત ૧૯૩૫ ના વર્ષે વઈશાખ વદ ૩ દને આદ શ્રી માંડવી બંદર મધે ધનીક નામ સા. પીતાંબર શાંતીદાસ લહેણા પારસાત ઉધારણીક

નામ પારેખ રેવાદાસ રૂપસી પાસે આવંગ સવરધી કોરી ૫૨૫ અખરે પાંચસો પચીસ પુરી લેણી તેનો આવંગ વહાણ ગંજો પદારથ નાખવો અભરામ આમદાણી ધણીસા. માણકચંદ મોતીચંદ વાળો પુરત શ્રી માંડવીથી જંગબાર પોહાચામણી નાંગર મુકે જોખમ ઉતરે વલતે માથે ઈજ વહાણ આયાત જંગબાહારથી માંડવી માંથાં ૨ નો કીરાણી ચડે નાંગર ઉપાડે જોખમ કબુલ તે નાંગર મુકે કીરાણી ઉતરે જોખમ ઉતરે નાણાં દીધાથી માસ ૪ ચારે આવંગની રીતે લેણાં ઉપરાંત રાખે તો વ્યાજ માસ ૧ શત ૧ ટકા ૧ એક લેખે ભરી આપે કદાચ જર જોખમે શત ૧ ટકા ૫ પાંચ સુધી બેસે તો આવંગ વીમા વાળાને લેવા દેવા નથી કોરી ૫૦૦ રોકડી લીધીછે એ લખ્યું બાપના બોલ સોત પાળવું સહી.

૧ અત્ર મતુ ૧ સાખ શ્રી સુરજની.
૧ દલાલ મા. નથુ
ખેતસી હસ્તુ.

## પઠાણ સલામતના આવંગમાં જોખમીને વહાણધણી લખત કરી આપેછે તેનો નમુનો ૮.

સા. ૧૯૩૫ ના વર્ષે વઈશાખ વદ ૩ દિને આદશ્રી માંડવી બંદર મધે ધનીકનામ સા. પીતાંબર શાંતીદાસ લેણા પારસાત ઉધારણીક નામ પારેખ રેવાદાસ રૂપસી પાસે આવંગ સવરધી કોરી ૧૦૮ અખરે એકસો આઠ પુરી લેણી તેનો આવંગ વહાણ નામે પદારથ નાખવો ઈભરામ ધણી સા. માણેકચંદ મોતીચંદ વાળો પુરત માંડવીને ખાડેથી ચાહે તે બંદરે હંકારે, ચાહે તે બંદરે આવે, પઠાણ સલામત સાજી મોસમનો વચે હરેક સબબે જેવારે જેવારે માંડવીને ખાડે આવે તારે તારે ખાડે જોખમ ઉતરે. હકારયાની બંધી કચ્છ હાલારથી નરોજ ૨૬૫ સુધી ઉપરાંત હરકોઈ બંદરથી હકારયાની બંધી નરોજ ૨૮૧ સુધી છેલે ગોસે જે બંદરે આવે તે બંદરે જોખમ ઉતરે. વહાણ છતાં હરેક તરેહથી આલાદ જાય તો જોખમીને લેવા દેવા નથી. કોરી

૫૦ રોકડી કોરી ૫૦ પેટે વ્યાજુ પ્રત ૦।= ની રાખીછે વહાણની બંધી કોરી ૫૦૦૦ પાંચહજારની વાલીઓ કોરી ૭૦૦૦ સાતહજારનો ઠરાવ્યો છે એ લખ્યું પાળવું સહી.

૧ અત્ર  મતુ ૧ સાખ શ્રી સુરજની.
૧ દલાલ માં નથુ ખેત-
સી હસ્તુ.

---

## प्रकरण ११. मुं.

### વહાણમાં માલ મોકલનારા માલધણીઓ, વહાણધણીઓ અને વહાણ કઠોડે લેનાર અથવા નુર બાંધી લેનારની પરસ્પર જવાબદારી વિશે—

૪૨૧. વહાણમાં એક અથવા એકથી વધારે આસામીઓનો માલ ચડેછે તે માલની એક ટીપ થાયછે, તેને સતમી કહેછે. સતમીમાં સોંપનાર દરેક આશામીનું નામ તથા તે માલ શું અને કેટલો તેની તપસીલ અને તે કઈ જગોએ કોને સોંપવાનો છે તે લખાયછે એ સતમી વહાણધણી અથવા નુર ખાનાર અથવા તેનો આડતીઓ તૈયાર કરેછે તે પ્રમાણે વહાણનો નાખવો વહાણ ઉપર માલધણીઓ પાસેથી માલ સંભાળી લેછે, ને તે જેને જેને આપવા સતમીમાં લખેલું હોયછે તેને તેને સંભાળી આપવાને વહાણધણી અથવા કઠોડે લેનારના તરફથી તે બંધાયલો છે.

૪૨૨. માલધણીએ વહાણના નાખવાને માલ સોંપ્યા પછી સતમીમાં લખેલા માલમાંથી કાંઈ માલ ઘટે તો વહાણધણી અથવા કઠોડે લેનારમાંથી જેનો નાખવો વહાણ ઉપર હોય તેના ઉપર ઘટેલા માલની જવાબદારી પડેછે; અટલે કે વહાણધણીનો નાખવો

હોય તો ઘટેલા માલના પૈસા માલધણીને વહાણનો ધણી વરતી આપેછે ને નાખવો તેનો (વહાણધણીનો) જવાબદાર છે. અને જો કઠોડે લેનારનો નાખવો હોય તો ઘટેલા માલના પૈસા માલધણીને તે (કઠોડે લેનાર) વરતી આપેછે ને નાખવો તે (કઠોડે લેનાર) નો જવાબદાર થાયછે; પણ રાજ્યશત્રુના કૃત્યથી ચોરાઈ અથવા લુટાઈ જાય, અથવા ઈશ્વરી કૃત્યથી બળી જાય, અથવા વમાઈ જાય, તેમજ ડામેજ થાય તેની જવાબદારી વહાણધણી અથવા કઠોડે લેનાર પર પડતી નથી.

૪૨૩. તોફાન વિગેરે સબબે વહાણમાંના માલની વામણી થાય તો બાકી રહેલા માલની વીરાડ થાયછે; એટલે વમાયલો માલ ગમે તેનો હોય પણ જેટલા વેપારીનો માલ વહાણમાં ચડયો હોય તે દરેક ઉપર તેમના ચડેલા માલના પ્રમાણમાં તેની નુકશાની પડેછે, તેની રીતી જોખમ ઉતરાવવા બાબતના વિષયની કલમ ૩૯૨ થી ૪૦૧ સુધીમાં લખી છે.

૪૨૪. રાજ્યશત્રુ અથવા ઈશ્વરી કૃત્યના ભયવિના વહાણને તેનો નાખવો આડે રસ્તે લઈ જાય તેમાં વહાણધણી કે વહાણ કઠોડે બાંધનારની સામીલગિરી હોય તો આડે રસ્તે લઈ જવાથી કાંઈ નુકશાની થાય તેના જવાબદાર તે થાયછે. નહીં તર નાખવો જબાબદાર છે.

૪૨૫. ભારે કાંઠે (પૂર્વ કિનારાના બંદરોએ) સફરે ગયેલું વહાણ પાછું આવતાં તેને તેના રક્ષણ સારૂ વહાણનો નાખવો માંડવીનું વહાણ હોય તો બેટ, ચાખે, નવીનાળ, મોઢવે, મુનરાનાં ખાડા બહાર અથવા હરકોઈ ઠેકાણે, અને મુનરાનું વહાણ હોય તો નવીનાળ, અને અંજારનું વહાણ હોય તો આથાઈએ રાખી ત્યાંથી માલધણીની સંમતિથી માલ હેલીઆમાં ભરી સદરહુ બંદરોને કિનારે લાવતાં તે માલને નુકશાની પોહોંચે તો તેનો જોખમ માલધણી ઉપર રહેછે, અને જો માલધણીની મંજુરી વગર ત્યાંથી લાવે તો હેલીઆમાંથી માલ કીનારે ઉતરવા સુધીનો જોખમ વહાણધણી અથવા કઠોડે લેનાર પર રહેછે; મગર નાળ વિગેરેના અટકાવથી વહાણ નાળમા

આવી શકતું ન હોય અને તેને લીધે વહાણ ખાડા બાહાર રાખી હલી- એથી માલ લાવવો પડે તો તેનો જોખમ તેના પર રહેતો નથી માલ- ધણી ઉપર રહેછે.

૪૨૬. વાપરકાંઠે (મુસંબેગ, જંઘબાર, કુમર વિગેરે પશ્ચિમ કિનારાના બંદરોએ) થી આવેલાં વહાણમાંથી માલ ખાડા અથવા બેટ અથવા ચાખા અથવા નવીનાળથી હલીયામાં ઉતરે અને માંડ- વીને કીનારે અથવા નવીનાળથી મુનરાને કીનારે તથા તુણાની આ- થાઈથી ત્યાંને કીનારે પહોચતાં વચમાં તેને જોખમ લાગે તો વહાણ- ધણી અથવા કઠોડ બાંધનાર જવાબદાર થતો નથી.

૪૨૭. હલીઆમાં એકથી વધારે વેપારીનો માલ હોય તે કીનારે ઉતરવા સુધીના દરમીયાન તેમાંથી કંઈ માલની વામણી થાય અથવા તેમાંનો કંઈ માલ સમુદ્રમાં પડી જાય તો જેનો ગયો તેનો ગયો. ગએલા માલની નુકશાની જેટલાનો માલ હલીઆમાં ચડયો હોય તે સર્વે ઉપર પડતી નથી.

૪૨૮. વહાણમાંથી માલ હલીયામાં ઉતારતાં અને હલીયામાંથી કીનારે ઉતારતાં કાંઈ માલ દરીયામાં પડી જાય તો તેની જવાબદારી કલમ ૪૨૫ તથા ૪૨૬ પ્રમાણે જાણવી.

૪૨૯. માલધણી પોતાનો માલ વહાણમાં સોંપે ત્યારથી વહાણ- ધણી અથવા કઠોડ લેનાર ઉપર તે માલ સંભાળવાનો જોખમ શરૂ થાયછે, માટે કીનારા ઉપર માલ પડયો હોય તે વખત તથા કીનારા ઉપરથી હલીઆમાં માલ ચડાવી વહાણ ઉપર લઈ જતાં માલને નુકશાન થાય તો તે જોખમ માલધણીને શિર છે; પણ જો રોકડ, માલધણીને ઘરથી વહાણધણી અથવા કઠોડ લેનારના તરફથી સંભાળી લીધી હોય અને તેને દૈવયોગથી અથવા ચોરીથી કજા થયા શીવાય તે રોકડ જાય તો તેની જવાબદારી વહાણધણી અથ- વા કઠોડ લેનાર ઉપર પડેછે.

૪૩૦. વહાણને ચલાવવા સંબંધી જે કાંઈ ખરચ થાએ તેમાં માલધણીને કાંઈ આપવું પડતું નથી. માલધણી ફકત માલનું નુર

ઠરાવ પ્રમાણે આપેછે અને વહાણને ચલાવવા સંબંધી સર્વ જાતનો ખરચ વહાણધણી અથવા કઠોડે લેનારને શીર હોયછે.

૪૩૧. તોફાન વગેરે સબબથી માલની વામણી થાય અથવા વહાણ ભાંગી પડવાથી માલ દરીઆમાં જાય તે માલ કઢાવવો પડે તેનું ખરચ માલધણીને આપવું પડેછે અને જો તે માલનો જોખમ ઉતર્યો હોયતો તે ખરચ જોખમી આપેછે.

૪૩૨. વહાણ સહીસલામત કીનારે પોહોંચે એટલે નાંખવાએ સતમી દરબારી કસ્ટમ ખાતાવાળાને બતાવવી જોઈએ ને તે સતમી પ્રમાણે તે નાંખવો ધણી ધણીને માલ સંભાળી આપે એટલે ઠરાવ પ્રમાણે તે માલનું નુર (ભાડું) વહાણધણી અથવા કઠોડે લેનારને માલ જેના સ્વાધિનમાં થયો તે પાસેથી લેવા હક છે.

---

## प्रकरण १२ मुं.

### વહાણ ભાડે લેવા દેવા વિશે.

૪૩૩. વહાણ બે પ્રકારથી ભાડે લેવાયછેઃ—૧ સાજી મોસમને વાસ્તે ભાડે લેવાયછે તેને વહાણ કઠોડે બાંધી લીધું કહેવાય છે. ૨ એક ગોસ અથવા સફરને વાસ્તે ભાડે લેવાય છે તેને નુરી અથવા ગોસી કહેછે.

૪૩૪. વહાણ કઠોડે બંધાય તેના ભાડાનો સાજી મોસમને માટે ઉધડો-આંકડો ઠરાવવામાં આવેછે અને તે આપવાનાં ત્રણ કાંધાં સરખાં થાયછે; પેહેલું કાંધું વહાણ હંકારે ત્યારે, બીજું કાંધું માહા સુદ ૨, અને ત્રીજું કાંધું મોસમના નરોજ પુરાં થતાં ધણીને તે વહાણપાછું સોંપાયા પછી આશાડ સુદ ૨ અપાયછે. કોઈ વખત પરસ્પરની ગરજને લીધે તે ત્રણ કાંધાં વધઘટ પણ થાયછે.

૪૩૫. વહાણ કઠોડે લેનારનું તે વહાણ ચલાવવાનું હક મોસમ ખુલેથી શીરૂ થાયછે, અને નરોજ ૨૭૧ ને દીવસ કછના બંદરમાં તે વહાણ હોય તો ત્યાંસુધી, અને પરદેશનાં બંદરે હોયતો નરોજ

૨૮૧ થી નરોજ ૩૦૧ સુધી તે હક જારી રહેછે; એટલાજ માટે વહાણ કઠોંડે લેવાય તેના દસ્તાવેજમાં પણ તે પ્રમાણે કરાર લખેલો હોય છે. જો છેલ ગોસે ઉપર કહેલી મુદતના અંદર વહાણ હંકારેલું છતાં તે મુદતને દીવસે દરીયામાં હોય તો એ વહાણ કીનારે આવે ત્યારે કઠોંડે લેનારના કબજામાંથી છુટેછે, અને એ નરોજ પછી વહાણ હંકાર્યું હોય તો તેની પેદાસ થાય તે લેવાનું હક વહાણધણીનું છે. સોહાલ, આદન, મસવા, સુસંબેગ, વીબુ, કુમર, બરારબ, મસ્કત અને બસરા વિગેરે દૂર દેશાવરને બંદરે ગયેલું વહાણ નરોજ ૨૮૧ પછી ત્યાંથી હંકારે તોપણ તે વહાણની ઉપજ લેવાનું હક કઠોંડે બાંધનારનું થાયછે. તેને ઉપર લખ્યા દસ્તાવેજથી બાધ આવતો નથી.

૪૩૬. કઠોંડે બંધાયલા વહાણમાં વહાણની આલાદ જોઈએ તેનું, તેને જરૂરી મરામત કરાવવી પડે તેનું, તથા પેહેલી મખનું ખરચ વહાણધણીને શિર હોયછે. કદાચ તે ખરચ વહાણધણીની ગેરહાજરીમાં કઠોંડે લેનારે કરચું હોય તો વહાણધણી તેને વરતી આપેછે. એ શિવાય ખલાસ ભાતાં તથા દરબારી લાગત અને વહાણને બીજી વખત મખ કરાવવી પડે તેનું ખરચ કઠોંડે લેનારને શિર હોયછે.

૪૩૭. કઠોંડે લીધેલા વહાણમાં અમુક વજન સુધી બોજો ભરવો એવો વહાણધણી અને કઠોંડે લેનારના વચમાં કરાર થતો નથી. જેટલી ખાંડીનું વહાણ હોય તેનાં સુમાર પ્રમાણે તેમાં માલ ભરાયછે.

૪૩૮. વહાણ કઠોંડે બંધાતી વખત જેવી બોલી હોય તે પ્રમાણે વહાણધણી અથવા કઠોંડે લેનારનો નાખવો વહાણમાં ચડેછે. જો કઠોંડે લેનારનો નાંખવો ચડે એવી બોલી ન હોય તો વહાણધણીનાં નાખવાનું કસુર વહાણધણીને કઠોંડે બાંધનાર દેખાડી ન આપે ત્યાં સુધી વહાણધણીના નાખવાને કઠોંડે લેનાર બદલાવી શકતો નથી.

૪૩૯. કઠોંડે અપાએલું વહાણ મોશમ પુરી થવા અગાઉ ડુબી અથવા ભાંગી જાય તો કઠોડાના ઠરાવેલા પૈશાનું નીચે પ્રમાણે થાયછેઃ—

જો તે વહાણ મહા સુદ ૨ પેહેલાં ડુબી અથવા ભાંગી જાય તો

પેહેલા કાંધાની કોરી કઠોડે લેનારે વહાણધણીને આપી હોય તે શી-વાય બાકીનાં બે કાંધાં વહાણધણીને મળતાં નથી, અને જો મહા-સુદ ૩ પછી અને કલમ ૪૩૫મી માં બતાવ્યા પ્રમાણે છેવટનો ગોસ-પુરો થતાં સુધીના અગાઉ તે વહાણ ડુબી અથવા ભાંગી જાય તો છેવટનું ત્રીજું કાંધું વહાણધણીને મળતું નથી. જો વહાણ કઠોડે બંધાતા કઠોડાના કુલ પૈસાનાં ત્રણ કાંધાં સરખે હિસ્સે થયાં ન હોય તો વહાણના પઠાણને જોખમ લાગેથી ઉપર બતાવેલી રીતપ્રમાણે એક અથવા બે જેટલાં કાંધાં દેવાયાં હોય તેના પૈસા સરખે હિસ્સે કાંધાંથી જેટલાં વધઘટ હોય તેટલો વધારો અથવા ઘટારો વહાણ-ધણી તથા કઠોડાવાળો આપસમાં દેલેછે; જેમકે, પેહલું કાંધું ઠરા-વમાં એકંદર રકમના ત્રીજા હિસ્સાથી ઓછું હોય અને વહાણ માહાસુદ ૨ અગાઉ ભાંગ્યું હોય તો ત્રીજા હિસ્સાથી જેટલા પઈસા ઓછા હોય તેટલા વહાણધણી કઠોડાવાળા પાસેથી વરતી લેછે; તેમજ ત્રીજા હિસ્સાથી વધારે હોય તો વધારાના પઈસા કઠોડાવાળો વહાણધણી પાસેથી વરતી લેછે. એ પ્રમાણે બીજા કાંધા વિશે પણ જાણવું. જો છેવટનો ગોસ પુરો થયા સુધી વહાણ સહીસલામત હોય તો ત્રણે કાંધા પુરા ઠરાવ પ્રમાણે વહાણધણીને મળેછે.

૪૪૦. નુરી અથવા ગોસી વહાણ એક માથાનાં અથવા બે માથાનાં બંધાય છે.

૪૪૧. નુરી અથવા ગોસી વહાણનાં ભાડાનો ભાવ ખાંડી અથવા નંગ અથવા ભાર અથવા ખરાળ ઉપર હોયછે.

૪૪૨. નુરી અથવા ગોસી વહાણ ઉપર આટલો બોજો ચડા-વવો એવી હદ બંધાતી નથી; પણ તેમાં ગર્ભિત એવો ઠરાવ રહેલો છે કે, જેટલી ખાંડીનું વહાણ હોય તેના સુમાર સુધી નુર બાંધનારાએ તેમાં માલ ચડાવવો જોઈએ; અર્થાત સો ખાંડીનું વહાણ હોય તો નેવુ ખાંડીથી ઓછો માલ હોવો ન જોઈએ, જો ઓછો ચડાવ્યો હોય તો તેના નુરનો જવાબદાર વહાણ ભાડે લેનાર થાયછે.

૪૪૩. નુરીવહાણ અમુક દિવસે અમુક બંદરે હંકારવામાં આવ-

શે અથવા અમુક દિવસ સુધી તેમાં માલ ચડાવવામાં આવશે, અથવા તે ગોસમાં આટલાજ દિવસ લાગવા જોઈએ એવો ઘણુંકરીને કરાર થાતો નથી; પણ જો કોઈએ કરાર કર્યો હોયતો તે તેઓએ અમલમાં લાવવો પડેછે.

૪૪૪. જે વહાણ વહાણધણી પોતે હંકરાવે છે ને તેમાં જુદા જુદા વેપારીનો માલ નુર લેઈ ચડાવે છે તેને પણ નુરી વહાણ કહેછે, એવાં વહાણમાં માલધણીની મરજીમાં આવે તેટલો માલ ચડાવે છે.

૪૪૫. નુરીવહાણમાં ખલાસ ભાતાં તથા દરબારી લાગત સમેત વહાણ સંબંધીનું તમામ ખરચ વહાણધણીને શિર છે. માલધણીને એ બાબતમાં કાંઈ દેવું પડતું નથી.

૪૪૬. નુરી વહાણ ઉપર નાખવો વહાણધણીનો ચડેછે ને તેને બદલાવવો અથવા રાખવો એ પણ તેનોજ અખત્યાર છે.

૪૪૭. નુરી વહાણનું ઠરાવેલું નુર એક માથાનું હોય તો તેમાંથી અર્ધુ નુર હકારતાં પેહેલાં મળેછે, અને ચોથી પાંતી જે બંદરથી માલ ભરવાનું નુર બાંધ્યું હોય તે બંદરે વહાણ પોહોંચતાં મળેછે અને બાકીની ચોથી પાંતી જે બંદરે માલ ઉતારવો હોય તે બંદરે જઈ માલ સંભાળી આપે ત્યારે વહાણધણીને મળેછે. જો માલ બારીને બંદરેથી ભરી દેશાવરી બંદરે પોહોંચવાનું નુર હોય તો બે પાંતીનું નુર વહાણધણીને આંહીં મળેછે અને ત્રીજી પાંતીનું નુર જે બંદરે માલ પોહોંચવાનો હોય તે બંદરે માલ સંભાળી આપવાથી તેને મળેછે. જો નુર બે માથાનું હોય તો અર્ધ નુર આંહીં મળેછે અને અર્ધ જે બંદરે પોહોંચાડવાનો માલ ભર્યો હોય તે બંદરે માલ સંભાળી આપે ત્યારે વહાણધણીને મળેછે. આદન, સોહાલ, મુસંબેગ, વીણુ, અને કુમરનું નુર વહાણ ત્યાં પોહોંચે અને નાખવો માલ માલધણીના આડતીઆને સંભાળી આપે ત્યારે સર્વે તેને મળેછે; પણ જો વહાણ દરીઆમાં લાસ જાય અને માલ તથા રોકડ કાંઈ નીકળે નહી તો વહાણધણીનું નુર જાયછે અને નુરના પૈસા જેટલો માલ નીકળે ત્યાં સુધી સર્વે માલ વહાણધણીને મળેછે, અને તેથી વધારે માલ નીકળે

તો નુરથી વધારે માલ હોય તે માલ ધણી અથવા જોખમીને મળેછે. પણ જો ફકત વમાચુંજ હોય તો નુરનાં પૈસા પુરા મળવા જોઈએ.

૪૪૮. વહાણ કઠોડે અથવા નુરી ભાડે લીધા પછી વહાણ સારૂં નથી અથવા છે તેથી વધારે સારૂ જોઈએ એવો ઉજર ભાડે લેનારનો ચાલી શકે નહીં; કેમકે ભાડે લેતી વખત લેનાર અથવા તેનો મુખત્યાર માણસ નજરે જોઈ ભાડે લેછે.

૪૪૯. નુરી વહાણ હંકાર્યા પછી દરીયામાં તે ભાગે અથવા ડુબી જાય તો કલમ ૪૪૭ મીમાં બતાવ્યા પ્રમાણે તે વહાણ ભાંગ્યા અગાઉ જેટલું નુર વહાણધણીને મળ્યું હોય તે ઉપરાંત તેને મળતું નથી અને જો તે પ્રમાણે ન મળ્યું હોય તો વરતી લેછે.

૪૫૦. કઠોડે લીધેલું વહાણ આખર મોસમે જંગબાર, મુસંબેગ, કુમર, બરારબ, વગેરે મોટી દેશાવરથી પાછું વળી આવી શકે નહી તો કઠોડે બાંધનાર ત્રાયત માણસોના કહેવા પ્રમાણે વહાણ-ધણીને કઠોડાના પૈસા ઉપરાંત વરતી આપેછે.

૪૫૧. કઠોડે બાંધેલું વહાણ તોફાન સબબે આખરમાં કોઈ બંદરે રહી જાય તો મોસમ ખુલે ત્યારે તે વહાણ કઠોડે બાંધનારે વહાણધણીને પોતાને ખરચે મંગાવી આપવું જોઈએ.

૪૫૨. નુરી વહાણ ભારે પડતાં, તે નીત બંદરે ન પોહોંચી શકે તો વહાણમાં ચડેલો માલ વહાણધણી, નીત બંદરે પોહોંચાડી આપે ત્યારે બાકીનું નુર વહાણધણીને મળેછે. પણ જો માલધણીની મરજી ભારે પડેલી જગ્યાએજ માલ શંભાળી લેવાની થાય તો નીત બંદરે પોહોંચ્યો એમ ગણાયછે.

૪૫૩. આ ધંધાના દલાલો હોયછે, તેને કઠોડે વહાણ બંધાય તેની દલાલી સેંકડે ટકા ૦॥ થી ૧ સુધી અથવા ઉધડ રકમ લેનાર દેનાર પાસેથી અર્ધોઅર્ધ જેપ્રમાણે તેઓ (દલાલ અને લેનાર દેનાર) વચે ઠરાવ હોય તે પ્રમાણે મળેછે. નુરી વહાણની દલાલી સિંધના બંદરો તથા કાઠીઆવાડના બંદરોની કોરી ૨ અને મુંબઈ તથા મલબારના બંદરોની કોરી ૫ તથા એથી દૂર દેશાવરોના બંદરોની કોરી ૧૦ લેનાર દેનાર અર્ધોઅર્ધ આપેછે.

૪૫૪. ખલાસીઓને તેની નોકરીના બદલામાં દરેક ગોસને વાસ્તે ઉધડ રકમ અને ભતું મળેછે. ઉધડ રકમને ખલાસ કહેછે, ભતું તેના દરરોજના ખોરાકને માટે મળેછે, ખલાસીને ખલાસ ઉપરાંત દરરોજ ભતું ધાન પાટવી ૨ અને નાખવા તથા માલમને ખલાસ ભતું તેથી બમણું અને સરંગને ખલાસીથી સવાયું વહાણનો ધણી અથવા કઠોડે લેનાર આપેછે.

૪૫૫. વહાણ સાજી મોસમને વાસ્તે કઠોડે બંધાયછે, તથા એક અથવા બે માથાનું નુરી બંધાયછે, તેના લેનારદેનાર વચે લખતો થાયછે, તે લખતોના નમુના ઝ, ઞ, ના જેવા.

### નમુનો ઝ.

### વહાણ કઠોડે બંધાય છે તેના કરારનું લખત.

લ. પારેખ. રેવાદાસ રૂપશી જોગજત ગંજા સુગારપસાનો કઠોડો સા. પીતાંબર સાંતીદાસે મોસમ સાજીનો બાંધ્યો નરોજ ૨૭૧ સુધી શ્રી માંડવીથી પુરવે ત્યાં હંકારે તેની કઠોડાની કોરી ઠરાવીછે વહાણની અરઆલાદ તથા પેહેલી મખ વહાણધણી ઊપરેછે. બાકી ખલાસ ભતું મોરી ચીઠી સર્વે નુરધણી ઉપરેછે. વહાણ ભારે વાપર થાય તો કઠોડાવાળો માંડવી મંગાવી આપે. છેલે ગોસે હરેક બંદરથી નરોજ ૨૮૧ સુધી કઠોડાવાળો હંકરાવે. કોરી દેવાનાં કાંધાં ૩ કરયાંછે. કાંધુ ૧ વહાણ હંકારતી વખત આપે, કાંધુ ૨ માહા સુદ ૨ નું આપે. કાંધુ ત્રીજું અસાડ સુદ ૨ આપે. સંવત ૧૯૩૫ વઈશાખ વદ ૭.

### નમુનો ઞ.

### વહાણ નુરી બંધાએ છે તેના કરારનું લખત.

લ. પારેખ. રેવાદાસ રૂપસી જોગજત ગંજા લખમીપસાનુ નુર સા. પીતાંબર શાંતીદાસે પુરત શ્રી તુણા બંદરથી રૂત ગાંઠડી ભરીને શ્રી મુંબઈ બંદર સુધી બાંધ્યું તે રૂત ગાંઠડી એકે પ્રત લેખે નુરને

પેટે પાંતી ૨ વહાણ ભરેથી લેવી. બાકી નુર માલ શ્રી મુંબઈ મધે સંભાળી આપેથી ચુકાવી આપે. સંવત ૧૯૩૫ ના વઈશાખ વદ ૭.

---

# प्रकरण १३ मुं.

## સોંપવું.

### (૧) થાપણ અથવા અનામત.

૪૫૬. કોઈ સખ્સ પોતાની વસ્તુ બીજાને સાચવી રાખવા સોંપે તે વસ્તુ થાપણ અથવા અનામત મુકી કહેવાય.

૪૫૭. થાપણ અથવા અનામત બે પ્રકારથી મુકાયછેઃ—પેહેલા પ્રકારમાં જેને ત્યાં થાપણ મુકવામાં આવે તે ફકત ભલમનસાઈ અથવા મહેરબાનીથી રાખેછે, અને બીજા પ્રકારમાં થાપણ રાખનાર થાપણની સચવામણી લેછે તેથી પેહેલામાં મુકનાર એકલાનોજ સ્વાર્થછે ને બીજામાં મુકનાર અને રાખનાર બંનેના સ્વાર્થ રહેલાછે.

૪૫૮. પેહેલા પ્રકારની થાપણને આકસ્મિક બનાવથી નુકશાન પોંહોચે અથવા તે થાપણ ચોરાઈ જાય તેનો જવાબદાર તે થાપણ રાખનાર થતો નથી; પણ જે થાપણના પૈસા થાપણ રાખનારના હિસાબમાં થાપણ મુકનારને નામે જમે થયા હોય તેનો એમાં સમાસ થતો નથી.

૪૫૯. પેહેલા પ્રકારની થાપણ વાપરવાને થાપણ રાખનારનું હક નથી, છતાં તેના વાપરવાથી તે થાપણને નુકશાન પોંહોચે તેનો જવાબદાર તે થાપણ રાખનાર છે, જે થાપણના પઈશા થાપણ રાખનારના હિશાબમાં મુકનારને નામે જમે થયા હોય તે થાપણને પાછળથી કોઈ પણ રીતે નુકશાન થાય તે પણ થાપણ રાખનારને વેઠવું પડેછે; મગર એવી થાપણનો ઉપભોગ થાપણ રાખનાર લઈ શકેછે.

૪૬૦. પેહેલા પ્રકારની થાપણમાં થાપણરાખનારનો સ્વાર્થ

નથી માટે સાધારણ સંભાળ છતાં તે ન કીંમતી થાય, કીંવા તેનો નાશ થાય અથવા ચોરાઈ જાય તો તેનો જવાબદાર થાપણ રાખનાર થતો નથી પણ જો માત્ર સાધારણ સંભાળ પણ ન રાખે તો તેના ઉપર જવાબદારી પડેછે.

૪૬૧. બીજા પ્રકારની થાપણને આકસ્મિક બનાવથી નુકશાન થાય તેનો જવાબદાર થાપણ રાખનાર નથી. તે શિવાય ગેરસંભાળ વિગેરે કોઈપણ રીત તે થાપણને નુકશાન થાય અથવા તે ચોરાઈ જાય તે સર્વે જાતની કજાનો જવાબદાર થાપણ રાખનાર થાયછે.

૪૬૨. થાપણનું વ્યાજ હોતું નથી, અને જો વ્યાજનો ઠરાવ થાય તો તે રકમ થાપણ કેહેવાતી નથી. તેનો સમાસ વ્યાજુ લેણામા થાયછે.

૪૬૩. થાપણનો ધણી પોતાની મુંકલી થાપણ જ્યારે માગે ત્યારે રાખનારે તેને આપી દેવી જોઈએ.

૪૬૪. જો બંને જણે મળી કાંઈ થાપણ મુકી હોય તો તેમાંથી એકને બીજાની પરવાનગી વિના રાખનારથી તે થાપણ અપાય નહીં.

૪૬૫. જો એક થાપણ ઉપર બે માણસના એક બીજાં ઉપર દાવા હોય તો કોર્ટમાં જેની તરફનું હુકમનામું થાય તેને રાખનારે તે થાપણ સોંપવી જોઈએ.

૪૬૬. મુકનારે થાપણ પાછી માગી અને રાખનાર તરફથી ન મળી તો તે પાસેથી પાછી લેવાનો તેણે તરત યોગ્ય ઈલાજ લેવો જોઈએ; પણ તે ઈલાજ ન લે તો રાખનારે થાપણ ન આપી તે સારૂ રાખનાર પાસેથી પાછળની મુદતનું તેને વ્યાજ મળતું નથી.

૪૬૭. થાપણ રહેલી વસ્તુ કુદરતી બનાવથી બગડી જતી હોયે તોપણ થાપણ રાખનારથી મુકનાર ધણીની મંજુરી વિના તેનું વેચાણ થઈ શકતું નથી, છતાં થાપણ રાખનાર કોઈ સખ્સ ભરોસાથી અથવા બીજી રીતે મુકનારને પુછયા વિના તેનું વેચાણ કરે તો તેના ગુણદોષ મુજબ તે જવાબદારી તે થાપણ રાખનારને શિર રહેછે.

૪૬૮. થાપણથકી થાપણ રાખનાર કાંઈ વટાવ મેળવે અથવા

તેમાંથી કાંઈ વધારો થાય તો તે લેવાનું હક થાપણ મુકનારનું છે; પણ જે વસ્તુની કીમત રીતસર નામામાં થાપણ રાખનારની જમે થઈ હોય તેને આ સિરસ્તો લાગુ પડતો નથી.

૪૬૯. થાપણ પાછી માગતાં રાખનાર તે વખત ન આપે અને પાછળથી તે થાપણને કજા લાગે તો તેનો જોખમ થાપણ રાખનાર ઉપર રહેછે, પણ મુકનારે અવળાઈથી ન લીધી હોય ને પાછળથી જોખમ લાગે તો તે જોખમ થાપણ મુકનાર ઉપર પડેછે.

૪૭૦. જો કોઈને બીજાની કાંઈ જણસ જડી તે જેને તે જડી તે પાસે તે ચીજ તેના માલીકની અમાનત છે એમ સમજવું ને તેને ઉપરના નીયમ લાગુ પાડવા.

## (૨) પોહોચાડવા વાસ્તે સોંપાએલી વસ્તુ.

૪૭૧. કોઈ વસ્તુ અમુક ગામ અથવા જગ્યાએ અમુક સખસને પોચાડવા સારૂ ત્રીજાને સોંપવામાં આવેછે તેમાં જે પોચાડનાર મેહેરબાનીથી, મુફત લઈ જાયછે, તેનો કાંઈ સ્વાર્થ હોતો નથી, અને જે પોચાડનાર પોચામણી લેવાનું ઠેરાવી લૈ જાયછે, તેમાં સોંપનાર અને લઈ જનાર બંનનો સ્વાર્થ રહેલોછે.

૪૭૨. કોઈને કાંઈ વસ્તુ ત્રીજાને પોચાડવા સારૂ આપતાં તેણે મેહેરબાનીથી લઈ જવા હા કહી હોએ તથાપી તેની મરજીમાં આવે તો તરત પાછી આપી શંકેછે; પણ જો ગાડાં વિગેરે વાહન ઉપર માલ લઈ જનારા ભાડુતે અથવા કાસીદ અથવા મજુરે ભાડું અથવા કાસીદી અથવા મજુરીનું લેવા ઠરાવી તે વસ્તુ પોચાડવા કબુલ કરી હોએ તો કરાર પ્રમાણે તે વસ્તુ તેણે પોચાડી આપવી જોઈએ.

૪૭૩. કોઈ સખસને કાંઈ વસ્તુ અમુક ગામે અમુક સખસને પોચાડવા સારૂ સોંપવામાં આવી હોએ ને તેણે કેવળ મેહેરબાનીથી પોચાડવાનું કબુલ કર્યું હોએ તો સાધારણ સંભાળ છતાં તે વસ્તુ અગર જાય તો તેનો જવાબદાર લઈ જનાર થતો નથી પણ જો માત્ર સાધારણ સંભાળપણ તે ન રાખે તો તેના ઉપર જવાબદારી પડેછે.

૪૭૪. ભાડાંવાલા, કાસીદ અને મજુર વિગેરે જેઓને ભાડું અથવા કાસીદી અથવા મજુરી ઠરાવી કોઈને પોચાડવાસારૂ જે વસ્તુ સોંપાયલી હોયછે, તેઓએ તે વસ્તુની પુરી સંભાળ રાખી લઈ જવી જોઈએ. જો તેની ગેરસંભાલ અથવા ગફલતથી તે વસ્તુ તેના પાસેથી જાય અથવા કમી થાય તો તે જવાબદાર થાયછે; પણ જો તેણે પુરી સંભાળ લીધા છતાં તથા તેની પોતાની બદનીયત ન હોય તો તે વસ્તુની ચોરી થાય, અથવા આકસ્મિક બનાવથી તે વસ્તુનો નાશ થાય તેની જવાબદારી તેના ઉપર પડતી નથી.

૪૭૫. ગાડાંવાળા વિગેરે ભાડુત તથા કાસીદ વિગેરેને સોંપાએલી વસ્તુ તેના પાસેથી કોઈ જબરાઈથી લઈલે અથવા ચોરાઈ જાય તો તે વસ્તુ પાછી મળીઆવે એવા લાગલાજ ઈલાજ તેણે લેવા જોઈએ, તેમ ન કરે તો તે જવાબદાર થાયછે.

૪૭૬. કોઈ સખ્સને કાંઈ વસ્તુ અમુક ગામે અમુક સખ્સને પોચાડવા સોંપી હોએ તે સખ્સ સીધો તે ગામ તરફ ન જતાં બીજા કોઈ ગામે જવા સારૂ તે ગામનો રસ્તો પકડે અને તે રસ્તામાં તેને સોંપેલો માલ લુટાઈ અથવા ચોરાઈ જાય અથવા તે માલને બીજી રીતનું કાંઈ નુકશાન પોંચે તો, મેહેરબાનીથી લઈ જનાર ઉપર તેની જવાબદારી પડતી નથી; પણ ભાડુત ગાડાંવાળા તથા કાસીદ વિગેરે ઉપર તેની જવાબદારી પડેછે.—આવિશે બીજો મત એવો પણ છે કે, ભાડુત અને કાસીદ બીજે રસ્તે ચાલે તે સારૂ તેના ઉપર પણ કલમ ૪૭૪-૪૭૫ માં લખી જવાબદારીથી વિશેષ જવાબદારી પડતી નથી.

૪૭૭. ગાડાંવાળા વિગેરે ભાડુત, કાસીદ અને મજૂરો જેઓને પોચામણી આપવાનું ઠરાવી માલ સોંપવામાં આવેછે, તેઓએ કરાર કરેલી જગ્યાએ તે માલ પોચાડી આપવો જોઈએ; નૈતર તે માલ તે જગ્યાએ માલધણી બીજા સાથે પોચડાવે તેમાં કાંઈ વધારે ખરચ થાએ તો તેણે વરતી આપવું જોઈએ.

૪૭૮. અમુક સખ્સને પોચાડવા કોઈ પણ ચીજ જેને સોંપાએ-

ણી હોય તેણે તે ચીજ તે સખ્સને સોંપવી જોઈએ, છતાં કોઈ ત્રીજાને આપીદે તો તેનો જવાબદાર તે પોચાડનાર થાયછે.

### (૩) કાંઈ કાંમ કરવાસારૂ સોંપાયલી વસ્તુ.

૪૭૯. કોઈ કામ મફત કરી આપવા સારૂ સોંપેલી વસ્તુ સોંપ્યુ લેનાર મરજીમાં આવે તો તે કરી આપ્યા વિના તરત પાછી આપી શકેછે ; મગર જો કોઈએ મેહેનતના પૈસા લેવા ઠરાવી કામ કરી દેવા કબુલ કર્યું હોય તો તેણે તે કામ કરી આપવું જોઈએ.

૪૮૦. મફત કામ કરી આપનારને સોંપાયલી વસ્તુ તેણે સાધારણ સંભાળ રાખ્યાછતાં તેના પાસેથી જાય તો તેની જવાબદારી તેના ઊપર પડતી નથી પણ જો માત્ર સાધારણ સંભાળપણ ન રાખે તો તેના ઊપર જવાબદારી પડેછે.

૪૮૧. મેહેનતના પઈસા લેવા ઠરાવી જેણે કામ કરી આપવા કાંઈ વસ્તુ કોઈની લીધી હોય તે વસ્તુની તેણે પુરી સંભાળ રાખવી જોઈએ. જો તેની ગફલતથી તે વસ્તુ તેના પાસેથી જાય અથવા ઓછી થાય તો તેનો જવાબદાર તે થાય છે ; પણ જો તેણે પુરી સંભાળ લીધા છતાં અને તેમાં તેની પોતાની બદનીયત નથી એમ ખુલી રીતે તે સાબીત કરી આપે તો ચોરીથી તે વસ્તુ જાય અથવા આકસ્મિક બનાવથી તે વસ્તુનો નાશ થાય તેની જવાબદારી તેના ઉપર પડતી નથી.

૪૮૨. કાંઈ કાંમ મફત કરી આપવા સારૂ કોઈને વસ્તુ સોંપવાની હોય ત્યારે તેમાં તે કામ કરવાની આવડત છે કે નહીં એ પુરૂ ધ્યાનમાં લૈ પછી તેને તે વસ્તુ સોંપવી જોઈએ ; કેમકે તેની ગેર આવડતથી તેમાં કાંઈ નુકશાન થાય તેનો તે જવાબદાર થતો નથી; પણ જો તેણે જાણીજોઈ નુકશાન કર્યું હશે તો તે જવાબદાર થાયછે.

૪૮૩. કોઈને કાંઈ વસ્તુ કામ કરી આપવા સારૂં મેહેનતાણું આપવાનું ઠેરાવી સોંપેલી હોય તેણે એ કામ સંભાળથી પુરૂં કરી આપવું જોઈએ ; નહીંતર તે કામ તેણે ફરીથી કરી આપવું પડશે

અને તે ફરીથી થવા જેવું નહીં હોય તો તેની નુકશાનીનો જવાબદાર તે થશે, અથવા અધુરૂં કામ હશે તે બીજા પાસે પુરૂં કરાવતાં ખરચ લાગશે તે તેણે વરતી આપવું પડશે.

૪૮૪. જો કોઈ સખ્સે ચરામણી લેવી ઠરાવી જાનવર ચારવા સારૂ લીધાં હોય તો તેણે તેઓની પુરી સંભાળ રાખવી જોઈએ. જો તેના પાસેથી કોઈનું જાનવર ખોવાઈ જાય તો તેણે તે જાનવર શોધી લાવી દેવું પડેછે. અગર તે લાવી ન આપે તો તે નુકશાનનો જવાબદાર થાયછે. કદાચ કોઈનું જાનવર મરી જાય તો તેણે તરત તે જાનવરના ધણીને ખબર કરવી અને જરૂર પડે તો તે જાનવર મરી ગયું એવી ખાત્રી કરી આપવી જોઈએ. અગર તે ખાત્રી કરી ન આપે તો તે કીમત ભરી આપવાને જવાબદાર થાયછે. કોઈનું જાનવર ત્રીજા ધણીનાં ખેતર કે વાડીમાં નુકશાન કરે નહીં તેની પણ તેણેજ સંભાળ લેવી જોઈએ; નહીંતર ત્રાયતના નુકશાનનો જવાબદાર તે થાયછે, જાનવરનો ધણી થતો નથી.

૪૮૫. કોઈએ મેહેનતાનું દેવાનું ઠરાવી કોઈને કાંઈ કામ કરવા સારૂ વસ્તુઓ સોંપી હોય તો તે કામનું મેહેનતાનું મળવા સુધી કામ કરનાર તે વસ્તુ રોકી શકેછે.

૪૮૬. કોઈને કાંઈ કામ કરવા સારૂ વસ્તુ સોંપ્યા વખતે કામનુ સ્વરૂપ બરાબર સમજાવ્યું ન હોય ને પછી તે કામમાં સોંપનારે હરકત નાંખી તો જેટલું કામ થયું હોય તેના પૈસા સોંપનારે વરતી આપવા જોઈએ.

૪૮૭. કોઈને કાંઈ કામ કરવા સારૂ વસ્તુ સોંપીને તે તૈયાર કરી આપવાને મુદત ઠરાવી હોય તે મુદતે તે કામ તૈયાર ન થાય તેટલા સારૂ કામ કરનારના પૈસા જાય નહીં, કારણ કે થોડું કામ કરવાનું બાકી રહ્યું હોય તેથી થયેલાં પુષ્કળ કામના પૈસા ડુબાવવા એ યોગ્ય નથી, પરંતુ જો એવોજ કરાર કરવાનો ઉભય પક્ષનો હેતુ હોય તો તે કરાર સ્પષ્ટ બતાવેલો હોવો જોઈએ.

૪૮૮. કહેલું સર્વ કામ પુરૂં થયેથી કામગારને મેહેનતના પૈસા

આપવા એમ ઠરાવ હોય તો તે કામ પુરૂં થયા વિના તેને મેહેનતના પૈસા મળવાના નથી; પણ જો કામ એવું હોય કે તેના ભાગ પાડી શકાય અને તે દરેક ભાગના ઉપર કીમતના પૈસા ઠર્યા હોય તો જેમ જેમ તે કામના ભાગ તૈયાર થતા જાય તેમંતેમ તેની મેહેનતના પૈસા લેવાને કામગારનું હક છે.

૪૮૯. કહેલું કામ અવિભાજ્ય હોય અને તે સર્વ પુરૂં થએ પૈસા મળવાનો ઠરાવ હોય તો કામ પુરૂં થવાના દરમિયાન તે કામને નુકશાન પહોંચે તેની મેહેનત કામગારની જાયછે. જ્યારે તે કામ ફરીથી પુરૂં કરી આપે ત્યારે તેને પઈસા મળેછે; પણ જો કામ વિભાજ્ય હોય અને તે કામનો દરેક ભાગ તૈયાર થતો જાય તેના પૈસા આપવા ઠરાવ હોય તો કોઈ ભાગ તૈયાર થયા પછી તેને નુકશાન થાય તો પણ કામગારની મેહેનતના પૈસા જતા નથી.

૪૯૦. કોઈને કાંઈ કામ ઉધડું ઠરાવી આપ્યા પછી કામ કરવાના બતાવેલા સ્વરૂપથી બિલકુલ જુદા પ્રકારનું કામ કરવાનું હોય તો આગલો ઠરાવ રદ થાયછે, અને પાછળથી બતાવેલા કામ પ્રમાણે તેની મેહેનતના પૈસા મળેછે; પણ જો આગળનું કામ કાયમ રહીને બીજો કોઈ વધારો પાછળથી કર્યો હશે તો આગળનો કરાર કાયમ રહેછે, અને વધારાના કામનો તેની મેહેનત પ્રમાણે જાસ્તી પૈસા લેવા કામગારનું હક છે.

૪૯૧. કોઈની વસ્તુ ઉપર કાંઈ કામ કરતાં તે બગડશે અને તે કામ વસ્તુના ધણીને કામ આવશે નહીં તો તેની મજુરીના પૈસા તેને મળશે નહીં; પણ જો તે કામ કાંઈ ઉપયોગ થાવા સરખું હશે અને તે કામ કહેનારને કબુલ રાખવું પડશે તો કામગારને મજુરીના પૈસા કામની કિમત પ્રમાણે મળશે.

૪૯૨. કામગારને સોંપેલી વસ્તુ ઉપર કરાર પ્રમાણે કામ કરતાં જે ચીજ તે કામમાં જોઈએ તેનું ખરચ અગર ધારા પ્રમાણે કામગારને મજુરી ઉપરાંત મળવાનો શીરસ્તો હોયતો કામ કહેનારે તેવી ચીજો ખરીદ કરતાં પૈસા લાગા હોય તે અથવા વાજબી હોય તે કામગારને મજુરી ઉપરાંત વરતી આપવા જોઈએ.

## (૪) વાપરવા સારૂ માગી લીધેલી વસ્તુ.

૪૯૩. વાપરવા સારૂ માગી લીધેલી વસ્તુમાં ગર્ભિત કરાર એવો હોય છે કે કામ થૈ રહેથી અથવા વસ્તુનો ધણી જ્યારે માગે ત્યારે તે વસ્તુ તેના ધણીને પાછી આપવી જોઈએ.

૪૯૪. આ વ્યવહારમાં ફક્ત સોંપ્યું લેનાર (માગી જનાર) નો સ્વાર્થ રહેલોછે. સોંપનાર અથવા માગ્યુ આપનારનો કાંઈ સ્વાર્થ નથી, માટે સોંપ્યું લેનારે તે વસ્તુને પુરેપુરી સંભાળથી સાચવી રાખવી જોઈએ અને સદરહુ વસ્તુ તેના માલીકને બજનસ સોંપવી જોઈએ.

૪૯૫. માગી લીધેલી વસ્તુ સોંપ્યું લેનારની ગફલતથી જાએ અથવા ચોરાઈ જાય અથવા કોઈ પણ રીતે તેનો નાશ થાય તો તેની કીંમત તેના માલિકને સોંપ્યું લેનારે ભરી આપવી જોઈએ. પણ બીજો મત એવો છેકે—માગી લેનારની પુરેપુરી સંભાળ છતાં ઈશ્વરી કૃત્યથી જાનવરનો નાશ થાય તો તેની જવાબદારી માગી લઈ જનાર ઉપર પડતી નથી.

૪૯૬. વાપરવા સારૂ માગી લીધેલી વસ્તુને ઘસારો થાય અથવા ત્રુટી ફાટી જાય તો તેના નુકશાનનો જવાબદાર સોંપ્યું લેનાર છે.

૪૯૭. વાપરવાસારૂ માગી લીધેલી વસ્તુ સોંપ્યું લેનાર ત્રીજા પાસે વેચે અથવા પઈસામાં ગીરવી મુકે તો તે વેચાણ રદ થઈ તે વસ્તુ તેના માલીકને પાછી મળેછે. અને વેચાણ લેનાર અથવા ગીરવી રાખનારનો દાવો વેચનાર ઉપર રહેછે.

## (૫) ઉધારી લીધેલી વસ્તુ.

૪૯૮. જે વસ્તુ ઉધારી લેવામાં આવેછે તેમાં ગર્ભિત કરાર એવો હોયછે કે આપેલી વસ્તુજ નહીં પણ તેનો બદલો ઉધાર લેનારે ઉધાર આપનારને આપવો જોઈએ.

૪૯૯. આ વ્યવહારમાં ફક્ત સોંપેલું લેનાર ( ઉધાર લેનાર ) નો સ્વાર્થ રહેલોછે. ઉધાર આપનારનો કાંઈ સ્વાર્થ નથી. માટે

સોંપ્યું લેનારે જે વસ્તુ લીધી હોય તેનો બદલો તરત અથવા ઉધાર આપનાર માગે ત્યારે આપી દેવો જોઈએ.

૫૦૦. ઉધાર આપેલી વસ્તુ ઉપરથી મૂળ માલિકનું હક ટળી ઉધાર લેનારનું હક થાયછે વાસ્તે તે વસ્તુ ઉધાર લેનાર બીજાને આપી અથવા વેચી શકેછે.

૫૦૧. ઉધાર આપેલી વસ્તુ ઉધાર લેનારની ગફલતથી જાય અથવા ચોરાઈ જાય અથવા તેનો નાશ થાય તે સાથે ઉધાર આપનારનો કાંઈ સંબંધ નથી. ઉધાર લેનારે તે વસ્તુની કરાર પ્રમાણે ઉધાર આપનારને ભરપાઈ કરી આપવી જોઈએ.

---

## प्रकरण १४ मुं.

## ભાડાં વિષે.

### (૧) સ્થાવર મિલકત જાએગા અથવા ઘરનું ભાડું.

૫૦૨. જમીન અથવા ઘર ભાડે અપાયછે તેના ભાડાનો દસ્તાવેજ થવોજ જોઈએ, એવો કાંઈ મુકરર નિયમ નથી પણ જે જમીન અથવા ઘર બંધી ઠરાવી ભાડે આપવામાં આવેછે તેનો કરાર લખેલો હોયછે.

૫૦૩. કોઈને ઘર ભાડે આપ્યું હોય તો ઘર ખાલી કરાવવા સારૂ-પેહેલાંથી ખબર કયારે આપવી એનો મુકરર નિયમ નથી; પણ તે મુદત ઓછામાં ઓછી એક મહિનાથી કમ ન હોવી જોઈએ. જો વરસાદની મોસમ હોય અને તે મોસમ ટળ્યા બાદ ભાડુત ભાડે લીધેલું ઘર ખાલી કરી આપવાનું કહે તો ત્યાં સુધી તે ખાલી કરાવવાનો ઘરના ધણીનો ઉજર ચાલી શકે નહીં.

૫૦૪. જો ઘર માટીની લીંપણનું હોય તો ઘરની માહેલી કોરનું લીંપણ ભાડે રાખનાર પોતાને ખરચે કરેછે. એ સિવાય બાહારની લીંપણ વિગેરે સર્વ જાતની ખરાજાત ઘરધણી કરેછે. ઘરની અંદર

ચુનો આપેલ હોય તો માત્ર ભીંતળુ ભાડુત લીંપેછે, અને ચુનો દેવો પડે તેનું ખરચ ઘરધણી કરેછે.

૫૦૫. ભાડે આપેલાં ઘર અથવા જમીનનું ભાડું ચડી જાય અને તે ભાડે લેનાર આપતો ન હોય તો તેમાં ભાડે લેનારનો માલ જણસ પડેલો હોય તે ભાડું આપવા સુધી જગ્યાનો ધણી રોકી શકે; પણ દરબાર હુકમથી એ અટકાવ ટળે અને ન્યાયની કોર્ટ-માંથી ઈનસાફ લેવાનું ઠરે તો તેમ પણ થાયછે.

૫૦૬. કોઈ આસામીનો માલ ભાડાની જગ્યામાં પડયો હોય અને તે આસામી કાચી પડે તો ચડેલું ભાડું વિરાડમાં પડે નહીં. જગ્યાના ધણીને પુરૂં ભાડું મળે ત્યારે બીજા લેણીઆતો તે માલ ઉપાડી શકે.

૫૦૭ ભાડુત આસામી ભાડાના ઘરને તાળું વાસી પરદેશ જતો રહ્યો હોય અને તે કયાં છે તેની ઘરધણીને ખબર હોય નહી, અથવા તેને લખતાં છતાં તે જવાબ વાળતો ન હોય અને ઘરના માલીકને તે ખાલી કરાવવાની જરૂર હોય તો દરબારમાં જાહેર કરી ત્યાંથી પરવાનગી મેળવી તે પોતાનું ઘર કબજે કરી શકેછે. કદાચ તે ઘરમાં ભાડુતનો સામાન હોય તો દરબાર તરફથી તે મરજીમાં આવે ત્યાં અનામત રખાવે, જ્યારે ભાડુત આવે ત્યારે તે સામાન તેને પાછો મળેછે પણ જો કાંઈ ભાડું ચડી ગયું હોય તો તે ઘરધણીને આપે ત્યારે તેનો સામાન તેને મળી શકે.

૫૦૮. બંધી ઠેરાવી ભાડે આપેલી જગ્યા બંધી પુરી થયા અગાઉ તે જગ્યાનો માલેક પોતાને કબજે કરી શકે નહીં; તેમજ બંધી પુરી થયા પેહેલાં ભાડે લેનાર તે જગ્યા મુકી દેવા ચાહે તો તેના ઉપરથીપણ તે મુદત સુધીના ભાડાની જવાબદારી જગ્યાના ધણીની મરજી વિના ઉતરે નહીં.

૫૦૯. દરમાસે અથવા બીજી રીતે બાંધેલા ક્રમ પ્રમાણે ચડયા ચડે ભાડું આપવાનો કરાર છતાં ભાડુત ભાડું ન આપી શકે તો અગર બંધી હોય તોપણ તે બંધી તુટી શકેછે; અને જાએગાનો ધણી બંધી પુરી થવા અગાઉ તે જાએગા પોતાને કબજે કરી શકેછે.

૫૧૦. ભાડે લીધેલી જગ્યા ઉપર તે જગ્યાનો ધણી નળીયાં સંચળાવી આપતો ન હોય અથવા એવીજ બીજી જરૂરી અડચણ ટાળી નાપતો હોય તો ભાડુત પોતાની અખત્યારીથી તે કરી તેનું ખરચ જે થાય તે ભાડામાંથી વાળી લેઈ શકે ; તે શીવાય કોઈપણ જાતનું ખરચ તે પોતાની અખત્યારીથી કરી શકે નહી. અગર જોઈતી મરામત કરાવવાની ભાડુતની દરખાસ્ત હોય અને તે પ્રમાણે જગ્યાનો ધણી કરાવી આપે નહીં તો ભાડુત તે જગ્યા મૂકી દઈ શકેછે. કદાચ તે જગ્યા બંધી ઠરાવી ભાડે અપાએલી હોય તો બંધી-ને લીધે ઘરધણી અથવા જગ્યા મૂકી ન દેવાના કારણથી ભાડુત દરબારમાં ફરીયાદ કરેછે ત્યારે બંધીના કારણસર ભાડુતની દરખા-સ્ત કેટલે દરજ્જે બહાલ રાખવા જેવીછે, તે તપાસ થઈ જરૂરી મરામત કરાવી દેવાનો ઘરધણી ઉપર હુકમ થાયછે.

૫૧૧. બંધીએ લીધેલી ભાડાની જગ્યા ભાડે લેનાર બીજાને વાપરવા આપી શકેછે; પણ બીજાના રહેવાથી જગ્યાના ધણીને પડોશની અડચણ થવી ન જોઈએ.

૫૧૨. માલીકે પોતાની જગ્યા બંધી ઠરાવી ભાડે આપ્યા પછી તેણે તે જગ્યા બીજાને વટાંતર માંડી આપી અથવા અઘાટ વેચી તો વટાંતર અથવા અઘાટ લેનારે જગ્યાના મૂળ માલિકની કરી આપેલી બંધી પાળી આપવી જોઈએ. અને તે બંધીના દરમીયાન મૂળ માલિકની જગોએ તે જગ્યાનું ભાડું ખાવાને હકદાર છે.

૫૧૩. કોઈ જગ્યા **અ**ને ત્યાં **બ**ને મતે વટાંતર છે તે **અ** **ક**ને બંધી ઠેરાવી ભાડે આપે તે બંધીના દરમીયાન જગ્યાનો મૂળ માલીક **બ** કરારસર **અ** પાસેથી જગ્યા વછોડાવે ત્યારે **અ**એ **ક**ને કરી આપેલી બંધી પાળવા તેની મરજી ન હોય તો **અ**એ કરી આપેલી બંધી **બ**ના મતાંના દસ્તાવેજથી જેટલી વધારે હોય તેટલી **બ**ને આડી આવે નહીં.

૫૧૪. કોઈ આસામી જગ્યા ભાડે લૈ તેમાં પોતાનો માલ રાખી તેની કુંચી જગ્યાના ધણી અથવા બીજા કોઈને ત્યાં રાખે અને તે

માલને દૈવયોગે નુકશાન થાય અથવા તે ચોરાઈ જાય તો તેનો જવાબદાર કુંચી રાખનાર થતો નથી પણ તેણે બદદાનત કરી હોય તો તેનો જવાબદાર તે છે.

૫૧૫. કોઈએ જોયા વિના ઘર બંધી ઠેરાવી ભાડે લીધું હોય ને પછી નજરે જોતાં તે ઘર ખડખડી ગયેલ હોવાથી રેહેવા લાયક નથી એમ માલમ પડે તો તે ભાડાંનો કરાર રદ થાયછે; કેમકે એવો કરાર ઘરના માલીકના ભરોસા ઊપર ભાડુતે કરેલો હોયછે, પણ જો ભાડુતે ઘર નજરે જોઈ ભાડે લીધું હોય ને તેનો રીતીસર દસ્તાવેજ થયો હોય તો તે કરાર રદ થતો નથી.

૫૧૬. બંધી ઠેરાવી ભાડે લીધેલી જગ્યાનો બંધીના દરમીયાન ઈશ્વરી કૃત્યથી નાશ થાય અથવા તે જગ્યા રેહેવા લાયક ન રહે તેથી ભાડુત તે જગ્યા મૂકી દે તો બંધીના બાકીના દીવસોના ભાડાનો દાવો જગ્યાના માલીકનો ચાલે નહીં.

૫૧૭. ભાડુત ભાડે લીધેલી જગ્યાના સામાનને જાણીજોઈ કાંઈ નુકશાન કરે અથવા તેની ભારે ગફલતથી કાંઈ નુકશાન થાય, અથવા કાંઈ સામાન કાહાડી લે તો તેની જવાબદારી તેના ઉપર પડેછે.

## (૨) જંગમ મિલકતનું ભાડું.

૫૧૮. ભાડે લીધેલી જંગમ વસ્તુ વાપરવા ભાડે લેનારનું હક છે, પણ જો તેને ગેરરીતે વાપરતાં કાંઈ નુકશાન થશે તો તેના નુકશાનનો જવાબદાર ભાડે લેનાર થાયછે.

૫૧૯. ભાડે લીધેલી વસ્તુ ભાડે લેનારની ગફલતથી કે બીજી રીતે જાય અથવા તેનો નાશ થાય તો તેની કીંમત તેણે ભરી આપવી પડશે.

૪૨૦. જે કામ સારૂ જે વસ્તુ ભાડે લીધી હોય તે વસ્તુ તે કામમાં ઉપયોગી થાય નહીં અને તેજ વખત પાછી આપે તો ભાડાંનો દાવો તે વસ્તુના ધણીનો ચાલે નહીં. જો ભાડે લેનાર તેમ નકરે અને પોતા પાસે રાખી બેસે તો ભાડાનો દાવો તેના ઊપર રહેછે.

૫૨૧. ભાડે આપેલી વસ્તુનો ભાડે લેનાર ગેર ઉપયોગ કરતો હોય ને તેની તે વસ્તુના માલેકને ખબર પડે તો તે વસ્તુ તેની પાશેથી પાછી લઈ લેવા તેનો હકછે.

૫૨૨. ભાડે આપેલી વસ્તુ ભાડે લેનાર ત્રીજા પાસે વેચે તો તે વેચાણ રદ થાયછે; કેમકે તે માલનો માલેક ભાડે લેનાર નથી; વાસ્તે તે વસ્તુ તેના માલેકને પાછી મળેછે અને વેચાણ લેનારનો દાવો વેચનાર ઉપર રહેછે.

---

## प्रकरण १५ मुं.

### દીવાળું.

૫૨૩. કોઈ વેપારીએ વેપારઅર્થે કરેલી લેવદેવમાં તે પોતા ઉપરના માગનારાઓને તેનું લેણું આપી શકે નહીં તો તેનો વ્યવહાર બંધ પડેછે, અને તે આસામી કાચી પડી અથવા તેણે દીવાળું કહાડયું એમ કહેવાયછે.

૫૨૪. જે સાહુકાર દીવાળું કહાડે તે પોતાનું હાટ કે વખાર હોય તે બંધ રાખેછે, અને લેણીઆતોને જવાબ આપેછે કે, હું તાણમાં આવી ગયો છું. હવે મારી વખાર કે હાટના ચોપડા હાજર છે તે જોઈ લેણીઆતોએ મારા ઉપરના લેણાનો રસ્તો કરવો જોઈએ; અને કોઈ પોતા ઉપરના લેણદારોને પતાવવા સારૂ દરબારમાં પણ જાહેર કરેછે. જે વેપારી નાદારી બતાવી લેણદારોને જવાબ આપતો નથી, અથવા નાસી જાયછે તે બાબતમાં લેણદારો ફરીયાદી થાયછે.

૫૨૫. નાદાર વેપારીના દેણાને માટે સર્વ લેણદારો એક મતથઈ તેનો હિસાબ તપાસી ચોખ કરવા ત્રાયત જણો નીમેછે અને તે ત્રાયતોની રૂએ નીકાલ કરેછે, અથવા દરબારની કોર્ટમાં તેની ઘટતી વ્યવસ્થા થાયછે. કોર્ટમાં ફરીયાદ કર્યા શિવાય ફડચો થાય તેમાં લેણદારો અને દીવાળું કહાડનાર બંનેની સંમતિ જોઈએ.

પ૨૬. દીવાળું કહાડનાર આસામીની સ્થાવર જંગમ મિલકત આજી હોય તે તથા ગિરવી મુકેલી મીલકતમાં વધારો હોય તે ઉપરના અંગાઉ લેણાના લેણદારોને લેવા હકછે. દેણદારને તેના ધંધાના હથીઆર તેમજ રાંધી ખાવાને ઉપયોગી વાસણ વિગેરે ઘરનો જરૂરી સામાન અને યોગ્ય કપડાં કહાડી આપવામાં આવેછે.

પ૨૭ દીવાળું કહાડનાર ઊપરના અંગાઉ પૈસાનાં સર્વ લેણદારોનું હક તેની મિલકતમાં તેમના દરેકના લેણાના પ્રમાણમાં સરખે હિસ્સે પોહોચે છે, તે લેણદારોમાં કોનું લેણું પેહેલું છે, અને કોનું પછી છે એ જોવાનું જરૂર રહેતું નથી.

પ૨૮. જે લેણદારોનાં લેણામાં દીવાળું કહાડનારની સ્થાવર જંગમ મિલકત ચિતઠામ તથા વિટાંતર વિગેરે માંડેલી હોય તેઓનું લેણું અંગાઉ લેણાં સાથે વિરાડમાં પડતું નથી, તેમજ તેમાં માંડેલી મિલકત પણ વિરાડમાં પડતી નથી. જે લેણદારની પાસે જે મિલકત માંડેલી હોય તેના હાથમાં રહેછે પણ તે મિલકતમાં દીવાળું કહાડનારનો જે હક બાકીરહ્યો હોય તે હક તેની જગોએ અંગાઉ લેણાના લેણદારોનો થાયછે.

પ૨૯. દીવાળું કાહાડનાર વેપારીએ પોતાનો બ્યવહાર બંધ થવાના વખત પેહેલાં ખરીદ કરેલો માલ પોતાને ઘર કે વખારે આણ્યો હોય તો અગર તેના પૈસા માલ ધણીને અપાયા ન હોય અને તે માલ બજનસ તેના ઘરમાં કે હાટ. વખારમાં હોય તોપણ દીવાળું કાહડનાર ઉપરના સર્વ લેણદારોનો તે માલ ઉપર હક થાયછે. જેણે એ માલ વેચાતો દીધો હોય તેને પઈસા ન મળ્યાના કારણથી તેનો તે માલ ઉપર આંગત હક થૈ શકતો નથી. બીજા લેણદારો જેવો એપણ દીવાળું કાહાડનારનો લેણદાર ગણાયછે.

પ૩૦. જે ખરીદકરેલો માલ ખરીદનારને ઘરે કે વખારે પોહોચ્યો નહોય અને હજી વેચનારને ઘેરજ હોય અથવા રસ્તામાં હોય તેટલામાં તે ખરીદનાર આસામી કાચી પડયાની ખબર થાયતો વેચનાર તે માલને રોકત કરી શકેછે, કદાચ દીવાળું કાહાડનાર

અથવા તેનો માણસ માલ સાથે રસ્તામાં હોય તોપણ માલધણી તે માલ પાછો લૈ જૈ શકેછે.

૫૩૧. જો વેચાણ લેનારે ખરીદ કરેલા માલમાંથી કાંઈ માલ વેચનારને ત્યાંથી અગાઉથી લીધો હોય ને બાકીનો લેવાનો હોય તે વેચનારને ત્યાંજ હોય અથવા તેને ત્યાંથી લૈ રવાને થતાં રસ્તામાંજ હોય એટલામાં વેચાણ લેનાર આસામી દીવાળું કાહાડે તો વેચનાર તે બાકીનો માલ અટકાવી શકેછે.

૫૩૨. વેચેલો માલ વેચનારે પોતાના પૈશા સારૂ અટકાવવાથી વેચાણ રદ થતું નથી માટે વેચાણ લેનાર ઉપરના માગનારાઓ રોકેલા માલના પૈસા યોગ્ય મુદતમાં આપી તે માલ લઈ શકેછે. જો માગનારાઓ યોગ્ય મુદતમાં તેમ ન કરે તો પછી તે વેચાણ રદ થયું ગણાયછે.

૫૩૩. જે માણસ દીવાળું કહાડે તે પોતાના ઘરમાંની કુલ મિલકત તથા ચોપડા વિગેરે દસ્તાવેજ હોય તે લેણદારને ન બતાવે અને બદદાનતથી છુપાવવાનું કરે તો તે ઉપરના લેણીઆતો ફોજદારી કોર્ટમાં તે વાત તેના ઉપર સાબીત કરેથી તે શીક્ષાને પાત્ર થાયછે.

૫૩૪. કાચી પડેલી આસામી ઉપરના લેણદારોના લેણાની વ્યવસ્થામાં લેણદારોને રોકડ અથવા માલમાંથી કરજ ભરાતાં બાકી લેણું રહે તે ઉઘરાણીમાંથી અથવા કમાઈમાંથી ભરાઈ શકશે એમ જણાય તો બાકીના લેણાનાં કાંધા થાયછે.

૫૩૫. દીવાળું કહાડનાર ઉપરના અગાઉ લેણાંના લેણદારના લેણાની વ્યવસ્થામાં કાંધાના દસ્તાવેજ વિગેરે જે કરાર થાય તેનો અમલ બીજા કરાર પ્રમાણે થાયછે.

૫૩૬. આસામી કાચી પડી એવું બહાર પડયા અગાઉ તે આસામી ઉપરના કોઈ પણ લેણીઆતને તેણે ગમે તે વખતે તેના લેણામાં પૈસા આપ્યા હોય અથવા લેહેણા પેટ સ્થાવર જંગમ મીલકત લખી આપી હોય તે ઉપર કાચી પડેલી આસામીના બીજા લેણદારો દાવો કરી શકતા નથી.

૫૩૭. ભલામણ વિગેરે કોઈ કારણે કોઈ સખ્સની મિલકત કાચી પડેલી આસામીના કબજામાં હોય પણ તે મિલકત કાચી પડેલી આસામીના ચોપડામાં જમે ન હોય તેમ તે ઉપર કાયદેસર રીતે કાચી પડનાર આસામીનું હક પણ ન હોય તો તે મિલકત તે કાચી પડેલી આસામી ઉપરના લેણીઆતો લેઈશકતા નથી. કાચીપડનાર આસામી પાસે થાપણ તરીકે રહી ગણાયછે અને જેની હોય તેને પાછી મળેછે.

૫૩૮. આસામી કાચી પડયા અગાઉ તે ઉપરના લેણદારમાથી કોઈએ પોતાનાં લેણાં પેટે તે દેણદાર આસમીની કાંઈ મિલકત અથવા વસ્તુ ગમે તે રીતે કબજે કરી હોય તે ઉપર બીજા લેણીઆ-તોનો દાવો ચાલી શકતો નથી. પણ જો તે મિલકતમાં તેનાં લેણાં કરતાં વધારે કીમત હોય તો વધારાનો દાવો લેણીઆતો કરી શકેછે.

૫૩૯. આસામી કાચીપડયા પછી તેની મિલકત કલમ ૫૨૭ મીમાં લખ્યા પ્રમાણે લેણીઆતોને ટકા કિસમતે મળેછે, અને બાકી લેણું રહે તેની જો લેણદારો કાચી પડેલી આસામીને ફારકતી આપે તો પછી તેમનો દાવો રહેતો નથી પણ જો ફારકતી આપે નહીં તો બાકી રહેલું લેહેણું કલમ ૫૪૦ માં લખ્યા મુજબ જ્યારે કાચી પડેલી આ-સામી પાસે તેઓ મિલકત દેખે ત્યારે તે પાસેથી લૈ શકેછે.

૫૪૦. કાચી પડેલી આસામી ઉપરના જે લેણદારે પોતાનું લેણું બીજા લેણીઆતોની રીતે ટકા કિસમતે લીધું ન હોય અથવા કાચી પડેલી આસામી જે લેણદારના લેણાના ન દાવા મેળવી શકયો ન હાય તે લેણદાર પાછળથી જ્યારે તે કાચી પડેલી આસામીને અથવા તેના વારસને દેવા સીજત થાય ત્યારે પોતાનું લેણું તે પાસેથી લઈ શકેછે પરંતુ એવાં લેણાનું દીવાળું નીકળ્યાની તારીખ પછીનું વ્યાજ અપાવવાનો રીવાજ નથી.

૫૪૧. જે આસામી દીવાળું કહાડે તેના ઉપર દીવાળું નીકળ્યા અગાઉ જે અગાઉ લેહેણાનાં લેણદારના લેણાનાં કોર્ટની મારફત હુકમનામાં થયાં હોય તેઓને પણ બીજા લેણદારોની રીતે ટકા વિરાડ પ્રમાણે મળેછે.

૫૪૨. કેટલીક વખત કાચી પડેલી આસામી અને તે ઉપરના લેણદારો આપસમાં સમજી ઉધડો નિકાલ કરેછે એટલે સેંકડે અમુક ટકા પ્રમાણે દરેક લેણદારને આપવા એમ ઠરાવેછે, ને તે પ્રમાણે કાચી પડેલી આસામી લેણદારોને આપી દેછે અથવા કાધાં હોય તો તે પ્રમાણે આપવાનો સાહુકારી જામીન આપેછે તેથી કાચી પડેલી આસામીના કબજામાં તેની મીલકત જેમની તેમ રહેછે.

---

## प्रकरण १६ मुं.

### અંગ ઊધાર લેણદેણ.

૫૪૩. જે લેણાની જામીનગીરીમાં કાંઈ મિલકત માંડેલી નથી, અને દેણદારના ભરોસા ઉપર જેની વસુલાતનો આધાર રહેલો છે તેને અંગાઉ લેણું કહેછે, અને તે શબ્દનો અર્થ અંગ ઉપર ધીરેલું લેણું એવો થાયછે.

૫૪૪. અંગ ઉધાર લેણાના વગર વ્યાજુ અને વ્યાજુ એવા બે પ્રકાર છે.

૫૪૫. વગર વ્યાજુ લેણું એટલે જેમાં વ્યાજ આપવાનો કરાર નથી તે. એવું લેણું કાંઈ મુદત સુધી રહી જાય તોપણ લેણદારને વ્યાજ મલતું નથી; તથાપી લેણદાર લેણું વસુલ કરવા કાશીદ મોકલે તેની ખેપનું ખરચ દેણદારે મુળ લેણા સાથે આપવું પડેછે, તેમજ જો ચાલુ ખાતાંની કોરીનું વ્યાજ વરતી દેવાનો શિરસ્તો લેણદાર દેણદાર વચે આગળથી ચાલતો હોય તો દેણદાર તે પ્રમાણે વ્યાજ પણ વરતી આપેછે.

૫૪૬. વ્યાજુ લેણું હોય તો દસ્તાવેજમાં જેપ્રમાણે વ્યાજનો દર લખ્યો હોય તે પ્રમાણે લેણદારને મળેછે. જો તે દર અતી વધારે હોય તો તે પ્રમાણે ન્યાયની કોર્ટમાં વરતી અપાવતા નથી; પણ મતાંદારની હાલત તથા ધીર ધારના સ્વરૂપ ઉપર ન્યાય કર્ત્તા ધ્યાન

આપી વ્યાજ અપાવેછે. એકથી ડોહોડ ટકા સુધીનું વ્યાજ અંગઉઘ લેણાને વાસ્તે આ દેશમાં ઘણું કરી સાધારણ ગણાયછે.

૫૪૭ અંગ ઉધાર લેણું જેનો વૈવટ પાંત્રીશ વરસથી ચાલેલો ન હોય તે લેણાને વાસ્તે લેણદારને કોર્ટમાં ફરીયાદ કરવા કારણ થાય તો તે શ્રીહુજુરથી પરવાનગી મેળવે ત્યારે તેની ફરીયાદ દાખલ થઈ શકે, એમ કચ્છ કાયદા થયા ત્યારથી નીયમ બંધાયોછે.

૫૪૮. અંગઉધાર જુના લેહેણાનો ન્યાયની કોર્ટમાં અથવા ઘરમેળે પંચ વગેરે મારફત ચુકાદો થાએ ત્યારે તે લેહેણાનું નવા લેહેણાં જેટલું વજન ગણાતું નથી. જેમ જેમ લેહેણું જુનું હોય તેમ તેમ તેની કીમત ઓછી ગણાયછે, અને વ્યાજ શીખે બમણા પૈશા આપવાની હદ છે. તેથી કમતી પૈશા લેહેણાની જુનવટને અનુસરી અપાવવામાં આવેછે.

૫૪૯. વ્યાજુ લેહેણાંનું વ્યાજ ગણતાં મુદલ સીખે પઈસા બમણાથી વધારે થૈ જતા હોય તો પણ લેણદારને વ્યાજ મુદલ સીખે બમણાથી વધારે પઈસા મળતા નથી. ને ધાન આપ્યું હોય તો વાધી સીખે ત્રગણાથી વધારે મળતું નથી.

૫૫૦. ખતના આધારથી અથવા ખાતાની રૂએ વ્યાજુ લેહેણાનું જે તારીખ સુધીનું વ્યાજ ચુકતે લેહેણદારને પોચી ગયું હોય તે તારીખથી ફરી વ્યાજ ગણાએછે, અને તે ઉપરની કલમમાં લખ્યા પ્રમાણે વ્યાજ મુદલ મળી બમણા સુધી અપાવવાની હદ છે છેવટ બાકી કાહાડેલી હોય તેમાં વરતાઈ ગએલું વ્યાજ પ્રણ લેણદારને પોહોચી ગયું એમ ગણાયછે, અને બાકી કાઢેલી રકમ મુદલ ગણી તેના વ્યાજ સાથે બમણા સુધી અપાવાયછે; તેમજ આગળનો હીસાબ ચોખો કરી નવો દસ્તાવેજ કરી આપ્યો હોય તો તે વીશે પણ જાણવું.

૫૫૧. ચક્રવૃદ્ધિ વ્યાજ દસ્તાવેજમાં લખેલું હોય તોપણ લેણદારને મળતું નથી. કદાચ કોઈએ ખુશીથી વરતી આપ્યું હોય તો પાછું લેવાતું નથી.

૫૫૨. દસ્તાવેજમાં લેણાનાં કાંધાં યાને હફતા કરી તે કાંધા ચડયા ચડે ન અપાય તો તેનું વ્યાજ વરતી આપવા લખેલું હોય તોપણ દેણદારની અસીજતને લીધે તે કાંધાં ભરાણાં ન હોય તો ચડેલાં કાંધાંનું વ્યાજ મળતું નથી; પણ જો સીજત હોય અને તેણે કાંધાં ન ભર્યાં હોય તો લેણદારને તે પાસેથી વ્યાજ મળેછે.

૫૫૩. જે લેહેણામાં એકથી વધારે દેણદાર હોય તે લેહેણાનાં સર્વે દેણદાર એકત્ર જવાબદાર થાયછે પણ એ કામ જુદા ધુની-ધર પાસેથી લેવા કરાર હોય તો તે લેહેણું લેહેણદાર, દેણદારમાંથી મરજીમાં આવે તે પાસેથી લઈશંકેછે પરંતુ ભરનાર બીજાઓ પાસેથી તેના હિસ્સાનું લેહેણું લઈ શંકેછે.

૫૫૪. દેણદાર ગુજરી જાય તો તે ઉપરના લેણાના જવાબદાર તેના વંશજ પુત્ર પૌત્રાદીક અનુક્રમે થાયછે. જો તેનો પુત્રવંશ ન હોય તો તે પછીના કાયદેસર વારસ તે મરનારની મિલકતનો કબજો લેવાથી તે કરજના જવાબદાર થાયછે; પણ જો તે વારસ મિલ-કતનો કબજો લે નહીં તો લેણદારનો દાવો મરનારની મિલકત ઉપર પોહોચેછે.

૫૫૫. બાપે કરજ કરવા પેહેલાં તેનો કોઈ દીકરો જુદો થઈ ગયો હોય અને તે દીકરો બાપ ગુજરી જવા પછી બાપની મિલક-તમાંથી ભાગ લે નહીં તો તે દીકરો બાપના સદરહુ કરજનો જવા-બદાર થતો નથી.

૫૫૬. દીકરાના ઉપાડેલા કરજની જવાબદારી તેના બાપ ઉપર પડતી નથી; મગર દીકરે મજીયારામાં વાજબી કામે તથા કુટુંબના પોષણ અર્થે દેણું કર્યું હોય તો બાપ તે દેણાનો જવાબદાર થાયછે.

૫૫૭. ત્યાગી બ્રહ્મચારી તથા ધર્માદાની જગ્યાવાળામાં વારસો ચેલાને મળેછે અને તેઓનો પણ ઉપરની કલમ ૫૫૪, ૫૫૫, ૫૫૬ મુજબ રીવાજ છે.

૫૫૮. કોઈ દેણદાર પોતાની ઉપરના કરજ પેટે કાંઈ રકમ

ભરે તો તેમાંથી રકમ ભરાયાની તારીખ સુધીનું ચડયું વ્યાજ વાળતાં બાકી વધે તે દેણદાર ઉપરના મુળ લેણામાં જમે થાયછે.

૫૫૯. વાગડમાં એવો રીવાજ છે કે દેણદાર લેણાપેટે કાંઈ રકમ લેણદારને ભરે તો ભરેલી રકમ વ્યાજ મુદલ શીખે ભરાઈ એમ ગણી તે રકમ ઉપરથી એવો અંક શોધી કાહાડવામાં આવેછે. કે જે અંકનું દસ્તાવેજની તારીખથી તે રકમ ભરાય તે તારીખ સુધીનુ વ્યાજ ગણતાં તે વ્યાજની રકમ તથા અંક મળી ભરેલી રકમની બરાબર થાએ, પછી તે ભરેલી રકમમાંથી ગણેલું વ્યાજ બાદ કરી બાકીની રકમ દસ્તાવેજ નીચે મુદલમાં જમે થાએછે, તેને સવ્યાજુ લેણુ ભરચું કેહવાયછે, અને બાકીનું કરજ દસ્તાવેજની તારીખથી વ્યાજ સીખે લેણુ રેહેછે. એવી રીતે જે જે રકમ લેણાં પેટે ભરાય તેનું કરવામાં આવેછે. અને છેવટ જેટલું લેણું રહી જાએ તેનું ખતની તારીખથી સરાર વ્યાજ ગણતાં વ્યાજ મુદલ શીખે બમણાથી વધારે પૈસા થાય તો પણ લેણદારને બમણા સુધી મળેછે. જો કોઈ દેણદાર ફક્ત વ્યાજની રકમ ચુકતે ભરી ગયો હોએ તો તે રકમ પોચ્યાની તારીખથી પાછળનું વ્યાજ ગણાયછે. આ રીતથી વ્યાજનું વ્યાજ લેણદારને દેણદાર પાસેથી કોઈ રીતે મળતું નથી.

૫૬૦. કેટલાક ગરીબ લોકો સાથે ધનીકો ખુંધી આમી ધીરધાર કરેછે; જેના અંદર આપેલી રકમ સાથે વ્યાજના બદલામાં ઠરાવ પ્રમાણે આગળથી વધારો કરી પછે વ્યાજ ગણતા નથી, અને તેના ખુંધા દરરોજની અથવા માસિક જેવી જાતની દેણદારની કમાઈ હોએ તે પ્રમાણે ને તે ઉપર નજર રાખી ઠરાવવામાં આવેછે. જો દેણદારના હાથમાં કમાઈ દરરોજ આવતી હોએ તો રોજ રોજના કાંધાં થાએછે, જો તેની કમાઈ માસિક હોય તો મહીના મહીનાનાં કાંધાં થાએછે, ને તે પ્રમાણે દરેક કાંધું લેણદારે દેણદારને ઘેર જઈ લઈ આવવું પડેછે, આ ધીરધારમાં લેણદારને વાજબીથી ઘણું વધારે વ્યાજ પરવડેછે.

૫૬૧. જુગાર વિગેરે અનીતિમાંથી ઉત્પન્ન થએલા લેણાના દાવાની ફરીયાદ કોર્ટમાં થાય તો એવી જાતનું લેણું લેણદારને મળતું નથી.

૫૬૨. જો દેણદાર ઉપર લેણદારનું એક કરતાં વધારે કરજ હોય તો દેણદારે તેને પૈસા ભરતી વખતે કયાં કરજમાં ભરેછે તે સ્પષ્ટ રીતે કેહેવું જોઈએ, ને તે કહે તે પ્રમાણે લેણદારે તે કરજ પેટે મુજરે આવ્યાનું ગણવું જોઈએ, જો દેણદારે પૈસા ભરવા વખતે કાંઈ કહ્યું ન હોય તો લેણદારે પોતાની મરજીમાં આવે તે કરજને પેટે તે પૈસા વસુલ ગણવા પણ એકવાર જે કરજ પેટે તેણે વસુલ ગણ્યા હોય તે ફરીથી દેણદારની મંજુરી વગર બીજા લેણામાં તેનાથી વસુલ ગણી શકાય નહીં.

૫૬૩. દેણદારે કરજપેટે ભરેલા પઈસા તે ઉપરના એક કરતાં વધારે લેણાંમાથી લેણદારે અનીતિમાંથી ઉત્પન થએલા લેણાપેટે પોતાની જાણે વસુલ ગણ્યા હશે તો તે મુકદમો કોર્ટમાં આવવાથી કાયમ રેહેશે નહીં, અને જે ભરણું થયું હશે તે કાયદેસર લેહેણામાં જમે થશે.

૫૬૪. જો લેણાના હફતા યાને કાંધાં થએલા હોય તો દરેક કાંધાની મુદત પુરી થવા અગાઉ તે કાંધાના પઈસા લેવા લેહેણદારનું હક ઉત્પન્ન થતું નથી; મગર દેણદાર આસામી કાચી પડે તેને આ કલમ લાગુ પડતી નથી.

૫૬૫. દેણદારની કોઈ રકમ લેણદારના કબજામાં કાયદેસર રીતે આવી હોય તો તે રકમ પોતાનાં લેહેણા પેટે અટકાવવાને લેણદારનું હક છે.

---

## प्रकरण १७ मुं.

### જામીન.

૫૬૬. બે પક્ષ વચે લેવદેવ અથવા કરાર અમલમાં લાવવાની ખાત્રીને વાસ્તે તેમાનાં એક પક્ષના તરફથી ત્રીજું માણસ મોહોડે અથવા લખીત કબુલાત આપે તેને જામીન કહેવો.

૫૬૭. જામીન સાત પ્રકારના હોયછે. ૧ માલ સોપવાના. ૨ રકમ દેવાના. ૩ ફેલ ન થવાના ૪ હાજર કરવાના. ૫ કરાર પળાવવાના. ૬ નુકશાનની જવાબદારીના. ૭ સંકળીત. એ સાત પ્રકારમાં બીજા પ્રકારના (રકમ દેવાના) જામીન બે જાતના છે:—(૧) સાજી રકમને વાસ્તે જામીન થાય તે સાવ જામીન કહેવાયછે, (૨) આખી રકમના કાંઈ ભાગનો જામીન થાય તે ટકાનો જામીન કહેવાયછે.

૫૬૮. ઉપર કહેલા સાત પ્રકારના જામીનો નીચે લખ્યા પ્રમાણે બંધાએલા હોયછે:—

માલ સોપવાનો જે જામીન થએલો હોય તેણે બજનસ માલ સોપવો અથવા સોપાવવો જોઈએ. અગર તે સોંપી અથવા સોપાવી ન શકે તો તેની કીમત ભરી આપવાને તે બંધાએલોછે.

રકમ દેવાનો જામીન જે સખસનો જેટલી રકમને વાસ્તે તે થએલો હોય તે સખસ તેટલી રકમ ન આપે અથવા ન આપી શકે તો તે રકમ તે જામીન આપવાને બંધાએલોછે.

ફેલ જામીન ઉપર જેનો તે ફેલ જામીન થયો હોય તે સખસ ગુન્હો કરે તેની જવાબદારી કરાર પ્રમાણે પડેછે.

હાજર જામીન અમુક માણસને અમુક વખતે કરાર મુજબ હાજર કરવા બંધાએલોછે. અગર તે તેને હાજર કરી શકે નહી તો તે કરાર પ્રમાણે જવાબદાર થાયછે.

કરાર પળાવવાનો જામીન જે થયો હોય તેણે તેની કબુલીઅત પ્રમાણે કરાર પળાવી દેવો જોઈએ. અગર તે પળાવી શકે નહીં તો સામા વાળાને થતી નુકશાનીનો તે જવાબદાર થાયછે.

નુકશાનની જવાબદારીનો જામીન અમુક બાબત નુકશાની નહીં થવા જે માણસનો જામીન થયો હોય તે માણસના તરફથી નુકશાની થાય તો તે નુકશાની ભરી આપવાને તે બંધાયલોછે.

સંકળીત જામીન એટલે જામીનનો જામીન લેવાય તે આ જામીનગીરી, ઉપર બતાવેલી છ જાતની જામીનગીરીનો વધારોછે તેથી એ

છ માની જે જાતની જામીનગીરીસાથે તે સંકળીત હોય તે પ્રમાણે તે જામીન બંધાયલો હોયછે.

૫૬૯. એ સાત પ્રકારના જામીનોના વારસો ઉપર કેટલા પ્રકારની જામીનગીરીમાં જવાબદારી રહેછે અને કેટલામાં રહેતી નથી તે નીચે લખ્યુંછેઃ—

માલ સોંપવાની, રકમ દેવાની, અને નુકશાનની એ ત્રણ જાતની જામીનગીરીની જવાબદારી જામીનના વારસઉપર તે પોતે જામીન થયો હોય તેટલે દરજ્જે રહેછે.

ફેલજામીન, હાજરજામીન, અને જે કરાર તે જામીન પોતે જાતેજ અમલમાં લેવરાવી શકત એહવા હોય તે કરાર પળાવી દેવાના જામીન, એ ત્રણ જાતની જામીનગીરીની જવાબદરી જામીનના વારસ ઉપર રહેતી નથી.

સંકળીત જામીનગીરી, ઉપર બતાવેલી છ જાતની જામીનગીરીનો વધારો છે, તેથી એ છ માંની જે જાતની જામીનગીરી સાથે તે સંકળીત હોય તેની જવાબદારી પ્રમાણે વધારાના જામીનના વારસો ઉપર પણ જવાબદારી રહેછે તથા નથી રહેતી.

૫૭૦. એક કરજને માટે એકથી વધારે સખ્સો જામીન થયેલા હોય ; પણ એ બાબતના દસ્તાવેજમાં ધુનીધરપાસે લેવા લખ્યું હોય તો તે લેણું તે જામીનોમાંથી લેણદાર મરજીમાં આવે તે પાસેથી લેઈ શકે, અને દસ્તાવેજમાં ધુનીધર પાસેથી લેવાની સરત હોય નહીં તો જેટલા જામીન હોય તે દરેક ઉપર સરખે હિસ્સે લેણદારના લેણાની જવાબદારી રહેછે.

૫૭૧. લેણદારનો પેહેલો જવાબદાર દેણદાર છે ; પણ જો તે આપે નહીં અથવા આપી શકે નહી અથવા તે જતો રહ્યો હોય તો પછી જામીન પાસેથી લેણદાર જવાબ લેઈ શકેછે.

૫૭૨. જામીન કોને લેવો અને કોને ન લેવો તેનો કાંઈ નિયમ નથી, જામીન આપનાર પોતાના નજીકના સંબંધીને અથવા કોઈને

પણ જામીન આપતાં જામીન લેનારને તેની ખાત્રી આવે તો તેને જામીન લેછે, અને જેની તેને ખાત્રી આવતી નથી તેને તે જામીન લેવાની ના પાડેછે; પણ જામીન થનાર જામીન આપનારનો નજીકનો સંબંધી હોય નહી તો તેને જામીન ન લેવાનું કારણ જામીન લેનારે બતાવવું જોઈએ.

૫૭૩. અમુક રકમ **अ** એ **ब**ને કરજે આપી તેમાં **क** એ જામીન થઈ જામીની ખત લખી આપ્યું તે પછી **ब** એ પોતા ઉપરના લેણા પૈસા **अ** ને ભર્યા; ત્યારબાદ તેટલીજ રકમ **ब** એ **अ** પાસેથી લેઈ તે નાસી ગયો, અથવા તે આસામી કાચી પડી તો બીજી વખત આપેલી રકમની જવાબદારી જામીન ઉપર પડે નહીં; કેમકે પાછલી રકમને વાસ્તે તે જામીન થયો ન હતો.

૫૭૪. **ब** દેણદાર પાસેથી **अ** લેણદારે **क** ને અમુક પૈસા અમુક મુદતે આપવાનો જામીન લીધા પછી તે પૈસા ભરવા ઠરેલી મુદતથી વધઘટ મુદતનો બીજો કરાર **अ**, **ब** ના વચમાં થાય અને **क**(જામીન) ની તેમાં મંજુરી ન હોય તો તે જામીન એ પૈસાની જામીનગીરીથી છુટો થાયછે. એ પ્રમાણે કરાર બદલ્યાથી કોઈ પણ જાતની જામી-નગીરી વિશે જાણવું.

૫૭૫. એકથી વધારે જામીન હોય અને તેમાંના એકને મુળ દેણદારના દેણાના પૈસા આપવા પડયા હોય તો તે પૈસા આપનાર જામીન બીજા જામીનો પાસેથી તેઓના ભાગ પ્રમાણે આપેલા પૈસાનો હીસ્સો લઈ શકેછે. બીજો મત એવો છે કે લઈ શકે નહીં.

૫૭૬. જો જામીનીખતમાં જામીનોમાંથી ધુનીધર પાસેથી લેવાનો કરાર હોય નહીં તો તેમાંનો કોઈ નાદાર થાય અથવા મરી જાય તેના હીસ્સાની જવાબદારી બીજા જામીનો ઉપર પડે નહીં.

૫૭૭. જો લેણદારે પોતાના દેણદારને કરજમાંથી છુટો કર્યો તો તેનો જામીન થયો હોય તે પણ જામીનગીરીથી છુટે છે અને એજ પ્રમાણે કારણસર બધી જાતના જામીનો છુટી શકેછે.

૫૭૮. કોઈ સખ્સે નાદાર થવા અગાઉ કોઈ પણ બાબતમાં આપેલા જામીન ઉપરથી તે વિશેની જવાબદારી રદ થતી નથી.

૫૭૯. જે જામીની ખતમાં મુદત લખી હોય અથવા જે બાબતમાં જામીન લેવામાં આવેલ હોય તે બાબત પુરી થવાનું પરીણામ જેમાંથી નીકળતું હોય તે મુદતે અથવા પરીણામે મુળ જવાબદારે કરાર પ્રમાણે જવાબ ન આપ્યો તો તરત જામીન પાસેથી જવાબ લેવો જોઈએ; જો જામીન લેનારના તરફથી તેમ કરવામાં ન આવે તો લાંબી મુદતે જામીન ઉપર તેની જવાબદારી પડી શકતી નથી, બીજો મત એવો છે કે અગર જામીન ઉપર તરત દાવો ન થયો હોય તો પણ તે જવાબદારીથી છુટો થતો નથી.

૫૮૦. મુળ જવાબદાર પોતાનો કરાર ઠરાવેલી મુદતમાં પુરો ન કરે તો તેના કાયદેસર ઈલાજ લઈ તેનાથી પુરો કરાવી લેવા જામીનનું હક છે; કેમકે મુળ જવાબદાર ઠરાવેલી મુદતમાં કરાર પુરો ન કરે તો તરતજ તે બાબત જામીન ઉપર જવાબદારી ઉત્પન્ન થાયછે.

૫૮૧. કોઈ જામીનને મુળ જવાબદારના પૈસા આપવા પડયા તો સાહુકારની પાસે દેણદારનાં જે ખતપત્રો હોય તે સર્વ તેણે જામીનને આપવાં જોઈએ.

---

## प्रकरण २८ मुं.

## ઠામસર લેવદેવ વિષે.

૫૮૨. જે ધીરધારમાં લેણું વસુલ થવાની ખાત્રી સારૂ દેણદારની અમુક મિલકત જામીન તરીકે અથવા ગીરવી લખી લેવામાં આવેછે તેને ઠામસર લેવદેવ કહેછે તેના ચાર પ્રકાર છે.

### પેહેલો પ્રકાર.

#### ઠામસર વ્યાજુ લેણું.

૫૮૩. આ પ્રકારના ચીતઠામ, ધરણાઉ વ્યાજુ, અને વોરાવટ એવા ત્રણ વિભાગ કરેલા છે:—

## (૧) ચીતઠામ.

૫૮૪. જ્યાંસુધી લેણદારને તેનું લેણું વસુલ થાય ત્યાંસુધી તેના ખોભરાતા પૈસાનું વ્યાજ દેણદારે કરાર પ્રમાણે લેણદારને ચડયા ચડયું વરતી આપવું પડેછે, અને તેના સાનમાં અથવા જામીનગીરીમાં માંડેલી સ્થાવર અથવા જંગમ મિલકત ઘણું કરી દેણદારના કબજામાં રહેછે, તેને ચિતઠામ લેણું કહેછે. ચિતઠામના દસ્તાવેજ શી રીતે લખાયછે તે બાબતના નમુના ढ, न જોવા.

૫૮૫. ચિતઠામ માંડેલી મિલકત દેણદારના હાથમાં હોય અને દેણદારથી વ્યાજ અથવા વ્યાજ અને મુદલ સીખે પઈશા લેણદાર માગે ત્યારે ન અપાય તે બાબત દસ્તાવેજમાં કાંઈ કરાર લખેલો ન હોય તો સાધારણ રીવાજ નીચે પ્રમાણે છેઃ—

સ્થાવર મિલકત ચિતઠામ માંડેલી હોય તો લેણદાર તે મિલકતનો કબજો પોતાના હાથમાં લઈ વટાંતર ભોગવટો કરી શકે; પણ તેનાથી પઈસા આપવાની ફરજ દેણદાર ઉપર પાડી શકાય નહીં; તેમજ દેણદારે લેણદારને માંડેલા ઠામનો વટાંતર તરીકે કબજો લેવાનું કહે તો લેણદારે કબજો લેવો પડેછે, અને ત્યારથી દેણદાર ઉપરથી લેણદારનું વ્યાજ ઉતરેછે. લેણદારને ચિતઠામ માંડેલા ઠામનો કબજો વટાંતર તરીકે આવ્યો હોય તો દેણદાર વટાંતરની રીત પ્રમાણે ખરચ તથા દેશા રીતે લેણા પઈશા અને ઠામ સોપ્યાની તારીખ સુધીનું ચડેલું વ્યાજ લેણદારને આપે ત્યારે તે પાસેથી તે ઠામનો કબજો પાછો લઈ શકેછે.

જંગમ મિલકત ચિતઠામ માંડેલી હોય તે વીશે બે મત છે. પેહેલો મત—ચિતઠામ માંડેલી મિલકત દેણદાર ગમે ત્યાં વેચી લેણદારને તેના લેણા પૈસા આપે. બીજો મત—લેણદારે તેના લેણા જેટલી કિમતની મિલકત વેચાણ તરીકે ચિતઠામ મિલકતમાંથી કિમત ઠેરાવી આંકી લેવી જોઈએ; પણ જો માંડેલી બધી મિલકત આંકી લેતાં પણ લેણદારનુ લેણું વધે તો દેણદારની બીજી મિલકતમાંથી તે લઈ શકેછે.

૫૮૬. દેણદાર કયાંઈ જતો રહ્યો હોય ને તે કારણથી લેણદારને

વ્યાજ વસુલ ન થતું હોય તો લેણદાર પોતાના લેણાંમાં ચીતઠામ માંડેલી મિલકત કબજે કરી તેની પેદાશ લૈ શકેછે; પણ દેણદાર જ્યારે આવે ત્યારે લેણદાર પાસેથી તે પેદાશનો હિસાબ લઈ શકેછે; અને લેણદારનું ચડેલું વ્યાજ વાળતાં જે વધારો થાય તે લેણદાર પાસેથી લેવા તે હકદાર છે; તેમજ ઘટારો થાય તે લેણદારને તે આપવા બંધાએલો છે.

૫૮૭. કલમ ૫૮૬ માં લખ્યા પ્રમાણે નાણાં ધણીએ ઠામ કબજે કર્યું હોય ને દેણદારે કોઈ વખતે તેનો હિસાબ માગ્યો ન હોય તોપણ વ્યાજમાં પેદાશ જમે કરતાં ઘટારો રહ્યો હોય તો તે મુદલથી બમણી રકમ થવા સુધી લેણદાર દેણદારને ખાતે માંડી શકે, અને બમણી રકમ થયા પછી પણ તે ઠામ તેના કબજામાં હોય તો એથી વધારે ઘટારો દેણદાર વરતી આપે નહીં, એટલે વટાંતર તરીકે તે ઠામ ખાવા તેનું હક છે. જ્યારે દેણદાર માંડી આપેલી મીલકત છોડાવવા આવે ત્યારે મુદલથી બમણા પઈસા ખરચની સાથે આપે ત્યારે તે કબજો લૈ શકે.

૫૮૮. ચીતઠામ માંડેલી પેદાશ વાળી મીલકતનો કબજો લેણદારના હાથમાં રાખવાનો પેહેલથીજ કરાર હોય તો તે મીલકતનો કબજો લેણદારના હાથમાં રહેછે. અને તેની પેદાશ આવે તે લેણદાર તેના દેણદારની જમે કરેછે, અને વ્યાજ તથા ખરચ તેને ખાતે માંડેછે. એવા ચીતઠામમાં દેણદારથી તે માંડી આપેલી મીલકત વટાંતર ખાવાનું લેણદારને કહી શકાય નહીં; બાકી ખરચ તથા વ્યાજ કાઢતાં બમણા પઈસા લેણદારના થૈ જાય ત્યાર પછી લેણદારનો કબજો વટાંતરનો થાયછે. બમણા પઈસા થયા અગાઉ તે મિલકત વટાંતર ખાવાનું લેણદારનું હક થતું નથી. જ્યારે દેણદાર મીલકત છોડાવવા આવે ત્યારે આવેલી પેદાશ તથા લેણાના વ્યાજ અને ખરચનો હીસાબ લેણદારે આપવો પડેછે, અને તે હીસાબમાં લેણદારનું બાકી નીકળે તે દેણદાર આપે ત્યારે માંડી આપેલી મિલકતનો કબજો લેણદાર પાસેથી લઈ શકેછે.

૫૮૯. ચિતઠામ માંડેલી જે મિલકત લેણદારના કબજામાં રહેછે,

તે મિલકતમાં કદાચ કોઈ કારણથી કીમત ઓછી થાય પણ લેણદારે તેમ થવા દેવામાં જાણી જોઈ પ્રયત્ન કર્યું ન હોય તો તેની જવાબદારી લેણદાર ઉપર રેહેતી નથી.

૫૯૦. જે લેણામાં ગરાસ ચિતઠામ માંડેલો હોય તેવાં લેણાંનું વ્યાજ પ્રથમ દરમાસે દરશેંકડે ટકા ૦ા થી તે ટકા ૨ સુધી જેવો આસામી તેવી રીતે લેવાનો ઠરાવ થતો હતો, પણ તે બાબત સંવત ૧૯૧૪ ના માગસર સુદ ૧૫ ને રોજે સરકારી નંબર ૭૫૩ વાળા સરક્યુલરની કલમ પેહેલીમાં ફરમાવેલું છે કે. "હવેથી જે કોઈ ધનીક ગરાસ ચિતઠામ માંડે તેનું વ્યાજ ટકા ૦ાા થી વધારે માંડે નહીં. અગર કોઈ તેથી વધારે વ્યાજ માંડશે અને લેનાર દેનારના વચમાં તકરાર થતાં કેસ દરબારમાં ચાલશે તો તેને ૦ાા ટકાથી ઉપરાંત વ્યાજ અપાવવામાં આવશે નહીં". વાસ્તે તે સરક્યુલર ઉપર નજર રાખી લેણદાર અને દેણદારે ચાલવું જોઈએ.

૫૯૧. ચિતઠામ લેણાનું વ્યાજ દેણદાર ચડયા ચડ આપે નહીં તો ચડયા વ્યાજની ફરિયાદ કરી લેણદાર માંડેલા ઠામની પેદાશમાંથી અથવા તેની બીજી મિલકતમાંથી લઈ શકેછે. પણ જો તેજ ફરીયાદમાં માંડેલ ઠામ દેણદાર સોંપી આપે તો ચડેલું વ્યાજ ઠામ ઉપરનાં લેહેણાની રીતે રેહેછે.

૫૯૨. ચિતઠામ લેણામાં પણ અંગઉધાર લેણાના સિરસ્તા પ્રમાણે જે તારીખથી વ્યાજ ચડ્યું હોય અથવા જ્યારથી વ્યાજનો હીસાબ થવાનો હોય ત્યારથી વ્યાજ ગણતાં મુદલ લેણાંથી કોરી બમણી અને ધાન્ય ત્રસાર એટલે ત્રણ ગણાથી લેણદારને વધારે મળતું નથી.

૫૯૩. ચિતઠામ લેણામાં અંગ ઉધાર લેણાની રીતે વ્યાજ મુદલ શીખે ધણી બેહજુર બાકી નીકળી હોય તે અથવા તેનો નવો દસ્તાવેજ થયો હોય તે સર્વે મુદલ લેણું ગણાયછે.

૫૯૪. લેણદારને દેણદાર કોઈ રકમ લેણાં પેટે ભરે ને તે ચુકતે વ્યાજની ન હોય તો તે રકમમાંથી વ્યાજ કેટલું ગણવું અને મુદલમાં

કેટલી આવી ગણવી તેની રીત અંગઉધાર લેણાના વિષયની કલમ ૫૫૮-૫૫૯ પ્રમાણે જાણવી.

૫૯૫. ચિતઠામ મિલકત લેણદારને દેણદાર માંડી આપે તે મિલકતમાં પાછળથી દેણદારનું માંડી આપ્યાથી ઓછું હક ઠેરે તો જેટલું હક તેનું ઓછું ઠરે તેના પ્રમાણમાં લેણા પૈસા લેણદાર તેની બીજી મીલકતમાંથી વસુલ કરી શકેછે.

૫૯૬. દેણદારે જાણી જોઈ પારકી મિલકત લેણદારને ચિતઠામ માંડી આપી હોય તો દેણદારને ઘટતી શિક્ષાએ પોહોચાડવા લેણદાર ફોજદારી કોર્ટમાં ફરીઆદ કરી શકેછે; પણ જો તેણે પોતાની અવાકફીમાં અથવા શુદ્ધબુદ્ધિથી પોતાનું હક સમજી તેમ કર્યું હોય અને માંડી આપેલી મિલકત પાછળથી બીજાની સાબિત થાય તો માંડી આપનાર ગુન્હેગાર થતો નથી. બાકી તેના ઉપર લેણદારનો દાવો અંગાઉ લેણા તરીકે રહેછે.

૫૯૭. મિલકત ચિતઠામ મંડાયા પછી તેમાં કિમત ઓછી થઈ જાય અથવા તેની પેદાશ ઘટી જાય તો પણ મિલકત તેની તે હોય તો લેણદારથી તે બાબતનો દાવો થઈ શકે નહીં. બાકી તેમાં દેણદારનું કસુર હોય તો લેણદારે તરત તે બાબત ફરીઆદ કરી દાદને પોહોચવું જોઈએ.

૫૯૮. ચિતઠામ મંડાયલી મિલકતના કાંઈ ભાગનો કુદરતી બનાવથી નાશ થાય તો તેના બાકી રહેલા ભાગ ઉપર લેણદારના સર્વ લેણાનો બોજો રહેછે. જો આખી મિલકતનો કુદરતી બનાવથી નાશ થાય તો લેણદારનું લેણું દેણદાર ઉપર અંગ ઉધાર રહેછે.

૫૯૯. લેણદારના લેણામાં એકથી વધારે મિલકત ચિતઠામ માંડેલી હોય અને તે દરેક મિલકત ઉપર લેણાની ફોડ કરેલી ન હોય તો દેણદાર તેમાંની કોઈપણ મિલકત એકલી અથવા જુદી છોડાવી શકતો નથી. એકંદર પૈસા આપી બધી મિલકત સાથે છોડાવી શકેછે.

૬૦૦. એક મિલકત બે અથવા તેથી વધારે ભાગદારોને મતે

ચિતઠામ માંડેલી હોય અથવા તે મિલકત એક મતે ચિતઠામ હોય ને પાછળથી તે મતાંદારનાં વંશના એકથી વધારે ભાગદાર થાય તેમાંનો કોઈપણ ભાગદાર કાંઈ રકમ ભરે તે લેણદારે લેણામાં જમે કરવી જોઈએ; પણ બધું લેણું ભરાઈ જવા સુધી ચિતઠામ માંડેલી મિલકતનો કોઈ પણ ભાગ લેણદારના લેણાની જવાબદારીથી છુટી શકતો નથી; તેમજ તેમાંનો કોઈપણ ભાગદાર પોતાના એકનોજ ભાગ જુદો છોડાવી શકતો નથી. જો એક ભાગદારની મરજી છોડાવવાની હોય અને બીજા ભાગદારોની મરજી તેની સાથે રહી તેઓના ભાગ છોડાવવાની ન હોય તો જે ભાગદારની મરજી છોડાવવાની હોય તેણે લેણદારનું બધું લેણું આપવું જોઈએ, એટલે આખી મીલકત તે છોડાવી શકશે.

૬૦૧. ચિતઠામ માંડેલી સ્થાવર મિલકત દેણદારના હાથમાં રહેછે. તે મીલકત લેણદારને માંડી આપવા પછી દેણદારે તેમાં સુધારો કર્યો હોય, અથવા તે સાથે કોઈ બીજી મીલકત જુદી પડી ન શકે એવી રીતે જોડી એક કરી હોય, અથવા તે ઉપર વધારો કર્યો હોય તોપણ જ્યારે તેનાથી વ્યાજ ન ચુકે અને માંડેલી મીલકતનો કબજો લેવાનું લેણદારને જરૂર પડે ત્યારે લેણદાર તેનો કબજો લે શકેછે; તેમાં દેણદારનો ઉજર ચાલી શકતો નથી. જો દેણદારને તેથી નુકશાન અથવા હરકત હોય તો તેણે લેણદારના લેણા પઈસા આપી દેવા જોઈએ.

૬૦૨. ગરાસ ચીતઠામ માંડેલો હોય તેનો કબજો લેણદારે લેવાનો હોય તો તે કાલે શેડે લઈ શકેછે.

૬૦૩. ચિતઠામ માંડેલી સ્થાવર મિલકતનો પાછળથી વટાંતર કબજો ધનીકનો થાય તો ધનીકનું લેણું ચીતઠામનું ટળી વીટાંતરનું થાયછે અને તેને વીટાંતરના સર્વે નીયમો લાગુ પડેછે.

૬૦૪. ચિતઠામ માંડેલી સ્થાવર મીલકતના દસ્તાવેજમાં પઈસા આપવાની મુદત લખી હોય તે મુદતે દેણદાર પઈસા ન આપે તો લેણદાર તે મીલકત પોતાના કબજામાં લઈ તેનો વટાંતર ભોગવટો

કરી શકેછે; પણ જો જંગમ મીલકત ચીતઠામ માંડી હોયતો તે મીલકતનું વેચાણ કરાવી તેમાંથી લેણા પઈસા લેવા તેનું હક છે.

૬૦૫. ચિતઠામ માંડેલી સ્થાવર મિલકતનો એકવાર વટાંતર કબજે લેણદારનો થયો તો પછી દેણદાર આગળના કરાર પ્રમાણે ચાલવાનું કબુલ કરી માંડેલી મિલકત પોતાને સ્વાધીન થવા માંગણી કરે અને લેણદારની તેમ કરવા મરજી ન હોય તો સંર્વે પઈસા આપ્યા વિના દેણદાર મિલકતનો કબજો પાછો લઈ શકે નહીં.

૬૦૬. દેણદારે લેણદારને જે મિલકત ચિતઠામ માંડી આપી હોય તે મિલકત તે (દેણદાર) પાછળથી બીજાંને માંડી આપે તો પેહેલા ખતવાળો તે મિલકત ઉપર પેહેલો હકદાર છે; મગર તે મિલકતમાં પેહેલા લેણદારના લેણાંથી કાંઈ વધારે કીમત હોય તો તે વધારા ઉપર પાછલા લેણદારનો હક પોહોચેછે. તેથી જો પાછલો લેણદાર આગલા લેણદારને તેના લેણા પઈસા આપે તો તે આપી શકેછે, અને તેમ થવાથી આગલા ધનીકનો દાવો તે મીલકત ઉપરથી ઉઠી જઈ પાછલા ધનીકનું હક થાયછે.

૬૦૭. દેણદાર એક મિલકત જુદા જુદા બે ધનીકને જુદે જુદે વખતે ચિતઠામ માંડી આપે તો પાછલા ધનીકનું લેણું દેણદાર ઉપર અંગાઉતરીકે રહેછે, અને ઠામમાંથી તેને વસુલ કરવાનું હોય તો તેની રીત ઉપરની કલમ ૬૦૬ માં બતાવી છે.

૬૦૮. દેણદારે એક મિલકત જુદા જુદા ધનીકને જુદે જુદે વખતે ચિતઠામ માંડી આપેલી હોય તેમાં પાછળના ધનીકના ખતમાં આગળના ધનીકની સાક્ષી આવી ગઈ હોય તો ચિતઠામ માંડેલી મિલકત ઉપર પાછલા ધનીકનું હક પહોંચેછે, અને આગલા ધનીકનું હક તે ઉપરથી ઉઠી જઈ અંગાઉ તરીકે રહેછે.

૬૦૯. ચિતઠામ માંડેલી મિલકત દેણદારને ત્રીજા પાસે વેચવી હોય તો વેચાણ લેનારે ચિતઠામના ધનીકને તેના ખોભરાતા અને બીજા ઠામના સલાડમાં તે ઠામ ચિતઠામ હોયતો તે ઠામ ઉપર પોસાય તેટલા પૈસા આપવા જોઈએ. કદાચ વેચાણ વખતે દેણદારે વેચાણ

લેનારને એ મિલકત ઉપર ચિતઠામ લેણું છે, એમ જાહેર કર્યું ન હોય તો પણ ચિતઠામના લેણદારના લેણામાં એ મિલકત જામીન તરીકે માંડેલી હોવાથી તેનો દાવો એ મિલકત ઉપરજ રહેછે; તેથી વેચાણ લેનારે ચિતઠામના ધનીકને પાછળથી પણ તેનું લેણું આપવું પડેછે, અને વેચાણ લેનારનો દાવો વેચનાર ઉપર રહેછે.

૬૧૦. ચિતઠામ માંડી આપેલી સ્થાવર મિલકત બીજો કોઈ વટાંતર રાખે તો તેણે ચિતઠામના ધનીકને તેના લેણા પૈસા આપવા જોઈએ; પણ દેણદારના ન બોલવાથી વટાંતર લેનારને માલમ ન પડે કે કોઈનું ચિતઠામ લેણું છે, તેમ ચિતઠામનો ધનીક પોતાની ફરજ પ્રમાણે તપાસ ન રાખતાં વટાંતર મંડાયા પછી તરતમાં પોતાના પૈસાનો દાવો ન કરે અને વટાંતરના ધનીક પાસેથી દેણદાર પૈસા લઈ ખાઈ જાય, વળી વટાંતરના ધનીકનો વહીવટ જારી રહ્યો હોય તો લાંબી મુદતે (મુદતનું પ્રમાણ બંધાયલું નથી.) ચિતઠામના લેણદારનો વિટાંતરના ધનીક ઉપર દાવો ચાલે નહીં. બાકી તેનું લેણું દેણદાર ઉપર અંગાઉ તરીકે રહેછે. જો દેણદાર ચિતઠામના ધનીકને હરવર્ષે વ્યાજ ચુકવતો જતો હોય અને વટાંતરના ધનીક પાસેથી પોતે તે ઠામ ભાડે અથવા ખેડવા લઈ તેને ભાડું અથવા સુખડી આપતો જતો હોય તો ચિતઠામના ધનીકના લેણાંનો બોજો તે મિલકત ઉપરથી ઉતરતો નથી; કેમકે દેણદારે ઠામ પોતાના કબજામાં રાખવાથી ચિતઠામનો લેણદાર વટાંતર મુકાયાની વાતથી અજાણ રહે એ દેખીતુંજ છે; માટે એવી બાબત હોય તો વટાંતર વાળાએ લાંબી મુદતે પણ ચિતઠામ લેણાંવાળાને પૈસા આપવા જોઈએ.

૬૧૧. ચિતઠામ લેણાની કીમત લેણાની જુનવટને લીધે અંગાઉ લેણાની પેઠે ઓછી થતી નથી. પણ જો માંડેલી મિલકત દેણદારના કબજામાંથી નીકળી ગઈ હોય તો તે લેણું અંગાઉ થવાથી અંગાઉની રીતે તે લેણાની કીમત ઓછી થાયછે.

૬૧૨. ચિતઠામ લેણાના વ્યાજ અથવા મુદલમાં પૈસા ભરાયાનો વહીવટ મુદલ થયો ન હોય અથવા અમુક મુદતથી બંધ હોય તોપણ

તે લેણાને બાધ આવતો નથી. માંડેલી મિલકત મતાંદાર પાસે કાયમ હોય તો ક્યારે પણ તે લેણું તે મિલકતમાંથી લેવા લેણદાર હકદાર છે, જો દેણદારના કબજામાં તે મિલકત ન હોય તો તે લેણું દેણદાર ઉપર અંગાઉ રહેછે.

## (૨) ધરણાઉ વ્યાજુ વ્યાપાર.

૬૧૩. દાગીના ઝવેરાત, સોનું, રૂપું, કીમતી કપડાં ઈત્યાદી ફળ વિનાની જંગમ મિલકત જેમાંથી કાંઈ પેદાશ થતી નથી, અને લેણાના વ્યાજનો બોજો મિલકત ઉપર રેહેછે તેવી મીલકત ઉપર લેણદાર પૈસા ધીરી તેનો કબજો લેછે તેને ધરેણાઉ વ્યાજુ વ્યાપાર કહેછે.

૬૧૪. આવી જાતની લેવેદેવમાં લેણદારને જ્યાં સુધી વ્યાજ મુદલ શીખેપઈસા પોહોચ થાય ત્યાંસુધી તે વસ્તુ તેના કબજામાં રહેછે; પણ લેહેણું પહોચ્યું કે તરત તે વસ્તુ તેના માલેક (કરજ લેનાર) ને પાછી મળેછે. જે વસ્તુ જામીનગીરીમાં રખાયલી હોય તેને ધરણાઉ બાબ કહેવાયછે.

૬૧૫. ધરણાઉ બાબ ઉપર લીધેલા કરજના વ્યાજનો દર લેનાર દેનારની ગરજ ઉપર હોયછે.

૬૧૬. જામીનગીરીમાં રખાયલા માલની તોલ, કીમત અને તેનું વિશેષ બયાન લેણાંના દસ્તાવેજમાં લખવાં જોઈએ; પણ કેટલાક તેમ કરતા નથી.

૬૧૭. ધરણાઉ બાબ ઉપર લેણું વધારે થઈ ગયું અને માલમાં કીમત ઓછી છે એવું જાણી લેણદાર પાસેના ગીરવી બાબો ઉપરથી દેણદાર પોતાનો હક ઉઠાવી લે તો તેનો માલેક લેણદાર થાયછે; તેમ થવાથી લેણદારને તેનું બધું લેણું પહોચી ગયું એમ ગણાયછે, અને તેને ધરણું ધરણાવટ થયું કહેછે, ધરણું ધરણાવટ થયા પછી માલની કીમત કરતાં લેણદારનું લેણું વધારે હોય તો પણ લેણદારનો તે બાબત દાવો ચાલી શકતો નથી.

૬૧૮. દેણદારે જામીનગીરીમાં આપેલા બાબો ઉપરથી તે પો-

તાનો હાથ ન ઉઠાવે, તેમ ચડયા ચડયું વ્યાજ પણ કરાર પ્રમાણે લેણદારને ચુકાવે નહીં, અને લેણદાર એમ સમજે કે, મારા લેણાથી હવે વધારે કીમત જામીનગીરીમાં મુકાયલા બાબમાં રહી નથી તો દેણદારને તે લખીત અથવા જુબાનથી ખબર આપે કે તેના ગીરવી બાબો વેચવાના છે, માટે અમુક મુદત સુધીમાં આવી પોતાના બાબો વેચી પૈસા ભરવા; તેમ છતાં તે મુદત સુધી દેણદાર હાજર ન થાય તો લેણદાર તે બાબો સાક્ષી રાખી બજાર ભાવે સાહુકારી રીતે દલાલ મારફત વેચી શકેછે. કદાચ દેણદાર કઈ જગોએ છે તેની ખબર લેણદારને ન પડે તો તેને ખબર આપવાનું બંધન નથી.

૬૧૯. ઘરણાઉ બાબ વેચાતાં જે કીમત ઉપજે તે લેણદારોનાં લેણાંથી વધારે હોય તો વધારાના પૈસા દેણદાર લઈ શકેછે; પણ જો લેણાંથી ઓછી કીમત ઉપજે તો તેનો દાવો લેણદારથી થઈ શકે નહીં. એવું છતાં જે લોકો પોતાના વ્યવહારની વધારે આંટ રાખે છે તેવો કોઈ દેણદાર ખુશીથી ઘટારાના પૈસા લેણદારને આપે પણ છે.

૬૨૦. લેણદારના લેણાંથી ઘરણાઉ બાબની ઓછી કીમત ઉપજે તો દેણદાર વરતી આપે એવો દસ્તાવેજમાં વિશેષ કરાર હોય તો તેનો દેણદાર ઉપર દાવો થઈ શકેછે.

૬૨૧. ઘરણાઉ બાબ કલમ ૬૧૮ માં લખ્યા પ્રમાણે લેણદાર વેચે તેની કીમત તે ઉપરના કરજથી વધારે ઉપજે, અને એજ લેણદારનું બીજું અંગાઉ લેણું તેજ દેણદાર ઉપર હોય તો લેણદાર પોતાના અંગાઉ લેણામાં તે વધારો રોકી શકેછે.

૬૨૨. દસ્તાવેજમાં ઘરણાઉ બાબની કિમત અથવા વજન લખેલાં ન હોય, અને લેણદાર અને દેણદાર વચે તે સંબંધી તકરાર પડે તો એ માલ જેણે બનાવ્યો હોય, અથવા જે પાસેથી દેણદારે ખરીદ કર્યો હોય તેના હિસાબ, અથવા સાક્ષી ઉપરથી, અથવા ખરીદી થવા વખત વચમાં દલાલ હોય તો તેના હિસાબ, તથા તેની પ્રતીજ્ઞા પૂર્વક સાક્ષી ઉપરથી તેનું નિશ્ચય કરવામાં આવેછે.

૬૨૩. ઘરેણે રાખેલો માલ સર્વે અથવા તેમાંની કોઈ ચીજ લેણદારના કબજામાંથી જાય તો તેનો જોખમ લેણદારને શીર રહેછે.

૬૨૪. ઘરણાઉ બાબ લેણદાર વાપરે અથવા તેની સંભાળ ન રાખે અને તેથી તે બાબની કિમત ઓછી થાય તેના નુકશાનનો જવાબદાર લેણદાર થાયછે; પણ જો તેણે વાપર્યો ન હોય તેમ પુરી સંભાળ લીધી હોય છતાં પડયા રહેવાથી અથવા બીજા દૈવી બનાવને લીધે તે માલમાં નુકશાન થાય તો તે નુકશાનનો જવાબદાર લેણદાર નથી.

૬૨૫. ઘરેણે રાખેલી ચીજ ઉપર લીધેલા પૈસાનું વ્યાજ આપવાને દેણદાર શકતીવાન હોય નહીં તેથી વ્યાજને બદલે ઘરેણે રાખેલી ચીજ વાપરવાની છુટ લેણદારની રાખી હોય તો તે ચીજ વાપરતાં ઘસારો થાય અથવા જુની પડે તો તેનો ધનીક જવાબદાર થતો નથી; પણ ધનીકે તે વસ્તુ સંભાળથી વાપરવી જોઈએ.

૬૨૬. ઘરેણાઉ બાબમાં વ્યાજ મુદલ શીખે લેણાં જેટલી કીમત હોય ત્યાં સુધી લેણદાર પૈસા માગી શકતો નથી; પણ જો મુદતનો કરાર હોય તો તેને એ વાત આાડી આવતી નથી.

૬૨૭. જે ઘરેણાં ધનીકને વેચવાં પડેછે તે બજાર ભાવે ન વેચાયા સંબંધી તકરાર વિગેરેની જવાબદારીના બચાવ સારૂ ધનીકો પોતાની ખુશીથી કોર્ટની મારફત રીતીસર દાદને પોહોચે તોપણ કોર્ટનું ખરચ ઘરેણે રહેલી મિલકતસર પડેછે.

૬૨૮. ઘરેણે રાખનારને પાછળથી માલમ પડે કે ઘરેણે રહેલી ચીજ તે ઉપર આપેલી રકમથી ઓછી કીમતની છે. તોપણ તે જોખમ તેણે વેઠવો જોઈએ; કેમકે ઘરેણાઉ બાબ ઉપર પઈસા ધીરતી વખતે ચોકસી કરી પઈસા આપવા એ તેનું કામ છે.

૬૨૯. માલ ઉપર પૈસા આપ્યા પછી તે માલમાં કોઈ જાતનો દગો માલમ પડે તો મતાંદાર પૈસાનો જવાબદાર છે. ઘરેણું ઘરેણાવટ થવાનો ઉજર તેનો ચાલી શકે નહીં, અથવા તપાસી લીધું હતું એવો તે ઉજર કરી શકે નહીં.

૬૩૦. માલ ઉપર પૈસા ધીરનારને પૈસાની જરૂરીયત પડે તો તે બીજા પાસે તે માલ રાખી પૈસા ઉપાડી શકેછે. જો તેણે પોતાનું લેણું છેડા છુટ આપી દીધું હોય તો તેની જગ્યાએ તેનો ધનીક લેણદાર થાયછે; પણ જો છેડાછુટ આપ્યું ન હોય તો મુળ દેણદારે ઘરેણાઉ બાબ છોડાવવા હોય ત્યારે બે ધનીકોમાંથી જેના જેટલા પૈસા ખોભરાતા હોય તેટલા તેણે લેવા જોઈએ, અને દેણદારના ઘરેણાઉ બાબો છેવટના ધનીક પાસેથી પહેલા ધનીકે દેણદારને અપાવવા જોઈએ.

## (૩) વોરાવટ.

૬૩૧. ખેડુતોના ધોરી ભાગ એટલે તેને પોતાને આવવાની પેદાશ ઉપર ધીરધાર થાયછે તેને વોરાવટ કહેછે, અને ધીરનારને વોરો કહેછે.

૬૩૨. લોકો વોરાવટ કરેછે તેના મુખ્ય બે પ્રકાર છેઃ- એકમાં ધાન આપી તેના બદલામાં ધાન લેવાનો કરાર હોયછે. બીજામાં ધાન અથવા બીજી કોઈ વસ્તુ આપી તેની કીમત ઠેરાવી હોય તે લેવાનો કરાર હોયછે. વોરાવટના લેણામાં ખેડુતનો આદર પાથર તથા ઉપજ ચિતઠામ મંડાયછે, અને તે પેટે ખેડુતની ઉપજ આવે તે સર્વે તે વોરો લઈ તેની જમે કરેછે.

૬૩૩. વોરાવટની લેવદેવમાં વોરાએ ખેડુતને ચાલતા ધોરણ પ્રમાણે વાવવા બીજ તેમજ ધરતી ખેડવાનાં તથા પાણી કહાડવાનાં સાધન અવશ્ય જોઈએ તે તથા તેના કુટંબ સહીતને ખાવા સારૂ ધાન દેવા ઠેર્યું હોય તે આપવું જોઈએ; તે પેટે ઉપજ આવે તે તથા ખેડના સાધનમાંથી જે વેંચાય તે સર્વે મજકુર વોરો લઈ પોતે આપેલા કરજમાં જમા કરવા હકદાર છે.

૬૩૪. વોરાવટની લેવદેવના દસ્તાવેજમાં કોરીનું વ્યાજ મંડાયછે તેના દરનું કાંઈ પ્રમાણ નથી. કેટલાક દસ્તાવેજમાં વ્યાજ ન માંડતાં તેને બદલે મુદલથી બમણી કોરી માંડી લેછે તેનું પાછળથી વ્યાજ ગણવામાં આવતું નથી.

૬૩૫. ધાનના લેણામાં ધાનના બદલામાં ધાન લેવાનો ઠરાવ હોય તો તેનાં વ્યાજને બદલે ધાનની વાધી મંડાયછે; એટલે આપ્યું હોય તેથી આટલા ગણું વધારે ખેડુતોએ આપવું એવો એનો અર્થ છે. વાધી કેટલી માંડવી તેનું પ્રમાણ નથી. લેણદાર દેણદારના વચમાં ઠરાવ થાય તે પ્રમાણે મંડાયછે; પણ સાધારણ રીતે કહીએ તો જે ખેડુતને ફકત વરસાળું પેદાશ આવવાની હોય તેની દોઢોડી વાધી મંડાયછે. જો વાડીની પેદાશ આવવાની હોય તો પાળાં ઉથલ એટલે વાડીને દરપાળે સવાઈ વાધી મંડાયછે, અને આખી મોસમમાં બેવાર વાધી વરતાયછે. ઉનાળુ પાળાની વાધી વરતાતી નથી. કોઈ આપસની સમજણ પ્રમાણે વાર્ષિક વાધી એકજ વખત પણ માંડેછે.

૬૩૬. બાર મહીનામાં વોરાવટની લેવદેવ થાય તેનો હીસાબ કરી વરસને અંતે તેનો એકંદર દસ્તાવેજ થાયછે.

૬૩૭. દસ્તાવેજ બદલવાથી આગલા વરસની બાકીના ધાનની વાધી કોઈ ઠેકાણે વરસમાં એકજ વાર ગણેછે, અને કોઈ ઠેકાણે તે પછીનાં તાજી લેવદેવ સાથે તે લેણાંને ભેળવી એકંદર લેણાની પાળા ઉથલ વાધી પણ ગણેછે.

૬૩૮. એક વોરાનો વહીવટ બંધ થયો અને બીજે વોરે ધીર્યું છતાં ખેડનો સમચો (ખેડવાનાં સાધન) તથા પેદાસ તથા ઢોર, ચોપાં આગલા વોરાએ ખંડી ન લીધાં હોય તો તે ઉપર પાછળના વોરાનું પેહેલું હક થાએછે; પણ તે શીવાયની મીલકત જેવાં કે ભેણી, ખેતરનાં બુટાં વગેરે આગલા વોરા પાસે માંડેલ હોય તો તે ઉપર આગલા વોરાનું હક કાયમ રહેછે. કદાચ પાછળના વોરાએ તે માંડી લીધલ હોય તોપણ તે ઉપર તેનો દાવો ચાલી શકતો નથી.

૬૩૯. વોરાવટના લેણાંમાં છેલા ખતથી વ્યાજ અને વાધી ગણતાં કોરી બમણીથી વધારે અને ધાન ત્રગણાથી વધારે થાતું હોય તો પણ અંગાઉ લેણ દેણના સીરસ્તા મુજબ ખતની કોરી બમણી અને ધાન ત્રસારથી વધારે લેણદાર લઈ શકે નહીં.

૬૪૦. વોરા પાસે માંડેલી નામજોગ મીલકત ઉપર તથા મોઘમ મીલકત માંડી હોય તો દસ્તાવેજ થયો ત્યારે જે મીલકત વોરાવટ લેનારની આજી હતી તે ઉપર તથા વોરાએ આપેલી વોરાવટમાંથી જે વસ્તુ નવી થઈ હોય અથવા ઉત્પન થૈ હોય તે ઉપર વોરાવટ આપનારા વોરાનું લેણદાર તરીકે હક છે ; તે ઉપર બીજો કોઈ લેણ-દાર પૈસા ધીરી શકતો નથી; પણ તે શીવાયની મીલકત જેવી કે વોરા પાસે જે વસ્તુ માંડી નથી અથવા વોરાવટ લેનારે બીજે ક્યાંઈથી પૈસા કાઢી તેમાંથી અથવા બીજી રીતે જે વસ્તુ મેળવી હોય તે ઉપર બીજો કોઈ પણ ધનીક પૈસા ધીરી શકેછે.

૬૪૧. ખેડુતે પોતાનાં ખાનગી કામ સારૂ વોરાથી છાનાઈએ તેની પરવાનગી વીના બીજાનું દેણું કર્યું હોય તો તે દેણું વોરાની રજામંદી સીવાય ધોરી ભાગની પેદાસ અથવા વોરાએ લઈ આપેલાં સાધનમાંથી વસુલ લઈ શકાતું નથી.

૬૪૨. વોરાવટમાં લોકને વાવવાસારૂ બીજ આપવા, વાજબી સાધન લઈ આપવા તથા દર માસે ખાવાનું ધાન્ય આપવા ઠરાવ હોય તે પ્રમાણે વોરાવટ કરનારે આપવું જોઈએ; વોરાવટ લેનાર તેની સાથે વાજબી રીતે વર્તતાં છતાં તે આપે નહીં આથવા આપી શકે નહીં તો તે લોક બીજા પાસેથી વોરાવટ લઈ કામ ચલાવે ત્યારે લોકની પેદાશ ઉપર પાછલા વોરાના લેણાનું પેહેલું હક થાયછે; અને આગલા વોરાનું હક પાછળ રહેછે.

૬૪૩. વોરાની મરજી લોકને અપાતી વોરાવટ બંધ કરૂવાની થાય તોપણ મોલ પાકવા લગણ તેણે તે લોકને વોરાવટ આપવી જોઈએ. પછી ઉપજ આવે ત્યારે ઉપજ તથા આદર ખંડી યાને કિમત કરાવી કબજે લેઈ લોકનાં ખાતાંમાં જમે કર્યા બાદ તે વોરાવટ આપવી બંધ કરે તો મુખત્યાર છે. વોરાવટ બંધ કરતાં વોરાનું લેણું બાકી રહે તો તે બકાત લેણાનું દેણદાર પાસેથી ખત માંડી લેઈ શકે છે, મગર બીજો વોરો તે લોકને ધીરે તો તે બીજા વોરાનું તેની પેદાસ વગેરેમાંથી લેહેણું લેવા પેહેલું હકછે. આગલો વોરો

તેનું રહી ગએલું લેણું વધારો હોય તેમાંથી લેઈ શકે; આ રીત ખાસ વોરાવટને લાગુ છે.

૬૪૪. વોરા અને લોકો વચે ચાલતી વોરાવટનો સંબંધ બંધ થાયછે ત્યારે વોરાનું લેણું હોય તેમાં લોકનો આદર પાથર ત્રાયત પંચો ખંડી યાને કીમત કરી આપેછે, તેમાં માલની વાજબી કીમત કરતાં અધીક કીમત આંકવા ચાલ છે તથા તે પંચોના કેહેવા પ્રમાણે મુકાણ પણ વોરા લોકોને કરવું પડેછે; કેમકે વોરાવટમાં વોરા લોકોને બીજા લેણદેણથી દેખીતો નફો વધારે મળેછે.

---

## બીજો પ્રકાર.

### વટાંતર અથવા ઘાસઘરેણે.

૬૪૫. જે સ્થાવર મિલકત ઉપર લેણદારે પૈસા ધીર્યા હોય તે લેણદારના કબજામાં રહેછે, અને તે મિલકત વ્યાજના બદલામાં લેણદાર વાપરેછે, અથવા તેની પેદાસ ખાયછે તેને વટાંતર અથવા ઘાસઘરેણે કહેછે. વટાંતરના દસ્તાવેજ શી રીતે લખાયછે તેના નમુના **थ, द.** જોવા. વટાંતર અથવા ઘાસઘરેણે મુકાયલી મિલકત ઉપર લીધેલાં નાણાં મુદલ જ્યારે લેણદારને દેણદાર આપેછે ત્યારે તે મિલકતનો કબજો તે પાસેથી તે પાછો લઈ શકેછે.

૬૪૬. આ દેશના ધારા પ્રમાણે ચિતઠામ માંડેલા ગરાસનું વ્યાજ દેણદાર ન ભરી શકે તો નાણાંધણી તે ગરાસ વટાંતર ખાયછે, તથા ચિતઠામના ખતમાં પૈસા આપવાની અવધ લખી હોય તે અવધસર દેણદાર પઈસા ન આપે તો તે ગરાસ નાણાંધણી વટાંતર ખાયછે, તેમજ અવલથી ગરાસ વટાંતર મંડાયછે, એ ત્રણે બાબતમાં સામો દસ્તાવેજ નાણાંધણી કરી આપે એવી ચાલ પ્રથમ ન હતી તેથી સંવત ૧૯૧૪ ની સાલે સરક્યુલર સરકારી નંબર ૭૫૩ વાળું થએલ-છે તેની કલમ બીજીમાં લખેલું છે કે "એ ત્રણ તરેહના ગીરવી રાખનારે ધનકધણી પાસેથી સામો દસ્તાવેજ લખાવી લેવો એનો હેતુ

એ છે કે દેણદારને જ્યારે તે ગરાસ છોડાવવાની મરજી થાય ત્યારે છોડાવવા જતાં ધનકધણીથી ઉજર થઈ શકે નહીં" વાસ્તે તે પ્રમાણે લેણદાર દેણદારે ચાલવું જોઈએ.

૬૪૭. વટાંતરનો દસ્તાવેજ મંડાયા પછી ધનીક મતાંદારને પૈસા ન આપે અથવા મતાંદાર ધનીક પાસેથી પૈસા ન લે તો તરતમાં ધનીકે પૈસા દેવાની અને મતાંદારે ખત રદ કરાવવાની ફરીયાદ કરવી જોઈએ; તેમ ન થાય તો જેની ગફલત હોય તેનું પરિણામ તેને ભોગવવું પડેછે.

૬૪૮. વટાંતર માંડી આપેલા ઠામ ઉપર વટાંતર મુકનારનું હક પાછળથી ઠરે નહીં તો લેણદારનું લેણું તેના ઉપર અંગાઉ રહેછે.

૬૪૯. સ્થાવર મિલકત વટાંતર હોય તે પોતાને કબજે રાખી તેનો ઉપભોગ લેવા તથા તેની પેદાસ ખાવા લેણદારનો હક છે.

૬૫૦. કોઈ સખ્સ પોતાની સ્થાવર મિલકત ધનીક પાસે વટાંતર મુકતાં તે ઠામ પોતાને કબજે રાખવા સારૂ ધનીક સાથે તેનું ભાડું અથવા તેની હરવરસ ઉપજ આવે તેનો અમુક ભાગ અથવા તેને બદલે ઉધડ રકમ જેને સુખડી કહેછે તે આપવા કરેલો કરાર વટાંતરના દસ્તાવેજમાં લખેલો હોય અને તે બાબત કાંઈ વિશેષ ઠરાવ ન હોય તો જ્યાંસુધી વટાંતર મુકનાર તે કરાર પ્રમાણે ધનીકને આપવામાં કસુર કરે નહીં ત્યાંસુધી ધનીક તે ઠામ તેના કબજામાંથી લઇ શકે નહી, તેમજ તે ઠામમાં કીમત વધી જાય તોપણ ધનીકથી ઠરાવેલાં ભાડાં અથવા ભોગ અથવા સુખડીમાં વધારો થઈ શકે નહીં; પણ જો ઠરાવ પ્રમાણે આપવામાં તે કસુર કરે તો ધનીક તે પાસેથી રીતસર તે ઠામ પોતાને કબજે લઈ શકેછે; કેમકે ઠરાવ પ્રમાણે ન આપવાથી વટાંતર મુકનાર પોતેજ કરાર તોડેછે.

૬૫૧. જો વટાંતર મુકનારે ધનીક પાસેથી વટાંતર મુકેલું ઠામ બીજા ભાડુત અથવા ખેડુતની રીતે રહેવા અથવા ખેડવા લીધું હોય તો ધનીકની મરજીમાં આવે ત્યારે તેના કબજામાંથી તે ઠામ લઈ ભાડું અથવા સુખડી અથવા ભોગ વધારે આપે તેને તે ઠામ આપી શકેછે.

૬૫૨. વટાંતર ઠામ બીજા ખેડુતની રીતે મતાંદારને ખેડવા અથવા રહેવા આપવાથી ધનીકને બાધ નથી; પણ તે પાસેથી ભોગ અથવા સુખડી અથવા ભાડું ઠેરાવ પ્રમાણે હર વરસ તેણે સંભાળી લેવાની કાળજી રાખવી જોઈએ. જો તે સંભાળી લેવામાં વાજબી કરતાં વધારે મુદત સુધી ગફલત રાખે ને તેના દરમીયાન મતાંદાર તે ઠામ બીજા પાસે મુકી તેના ઉપર પઈસા લઈ ખાઈ ગયો હોય, અને તે બીજા ધનીકનો વહીવટ તે ઠામ ત્રીજાના કબજામાં આપી અથવા પોતાના હાથમાં લઈ ઘણી મુદતથી ચાલી ગયો હોય તો પેહેલા ધનીકનો તે ઠામ કબજે લેવાનો દાવો રહેતો નથી, અને તેનું લેણું દેણદાર ઉપર અંગાઉ તરીકે અથવા તે ઠામના વધારા ઉપર રહેછે.

૬૫૩. વટાંતર ઠામ ધનીકે મતાંદાર તે ભાડુત તરીકે ખેડવા અથવા રેહેવા આપવાથી તે મતાંદાર ધનીકને સુખડી અથવા ભોગ અથવા ભાડું આપતો હોય તે છતાં સદરહુ ઠામ તે મતાંદાર બીજા ધનીકને વટાંતર માંડી આપે ને તે પોતાનું કર્તવ્ય પાધરૂં ન પડે તે સારૂ તે સાથે પણ સુખડી કે ભાડું ઠેરાવી તેને પણ તે પ્રમાણે આપે તો તેથી આગલા ધનીકના વટાંતર કબજા હકને બાધ આવતો નથી, કેમકે આગલા ધનીકનો વહીવટ જારી રહ્યોછે, અને પાછલા ધનીકનું લેણું ઠામના વધારા ઉપર અથવા મતાંદાર ઉપર અંગાઉ રહેછે.

૬૫૪. સ્થાવર મિલકત વટાંતર માંડી આપનારનું પાછળથી તે માંડી આપેલી મીલકતમાં ઓછું હક ઠેરે તો જેટલું હક ઓછું ઠેરે તેટલી કીમતનો બીજો અવેજ અથવા તેના પઈસા લેણદારની મરજીમાં આવે તો દેણદારની બીજી મીલકતમાંથી તે લઈ શકેછે.

૬૫૫. લેણદાર પાસે વટાંતર માંડેલી મિલકતના કાંઈ ભાગને કુદરતી બનાવથી નુકશાન થાય તો તેના બધા લેહેણાનો બોજો તેના બાકી રહેલા ભાગ ઉપર રહેછે, અને જો આખી મિલકતનો કુદરતી બનાવથી નાશ થાય તો લેહણાની જવાબદારી મતાંદાર ઉપર રેહેતી નથી. બીજો મત એહવો છે કે આવી રીતે જવાબદારીથી મુકત થાય કે નહીં એ શક પડતી વાત છે.

૬૫૬. વટાંતર ખતમાં ઘણા ઠામ ભેળા માંડિલા હોય તેમાના અમુક ઠામો પેહેલેથીજ ધનીકના કબજામાં ન આવ્યાં હોય તો જે ઠામો એ ખતથી ધનીકનાં ભોગવટામાં આવ્યાં હોય તે ઠામો ઉપરજ છોડાવતી વખત સઘળા લેહેણાનો બોજો રહેછે.

૬૫૭. જ્યાંસુધી ધનીક પાસે ઠામ વટાંતર હોય ત્યાંસુધી તે ઠામના મુળ માલીકની રીતે તે ઠામની સંભાળ રાખવાને તથા એ ઠામ સંબંધી આસપાસના ઠામોવાળા સાથે કાંઈ હદ સનદની તકરાર પડે તો તે ઠામના મુળ માલિકની રીતે તેનો કેસ ચલાવવાને લેણદારનું હક છે, ને તે સંબંધી જે વાજબી ખરચ થાય તે ગરાશીઓ ઠામ છોડાવવા આવે ત્યારે તે પાસેથી તે બીજા પઈસાની સાથે વરતી લઈ શકેછે; પણ પેટખાઈનું ખરચ જરૂરી કારણ વિના વરતી અપાતું નથી.

૬૫૮. સ્થાવર મિલકત વટાંતર માંડી લેવા પછી તે ઠામમાં ઓછી કિમત થઈ જાય તો પણ ધનીકનો દાવો દેણદાર ઉપર ચાલે નહીં; પણ જો દેણદારના કસુરથી તે મિલકતમાં ઓછી કિમત થાય તો તેનો દાવો લેણદાર તેના ઉપર કરી શકેછે.

૬૫૯. વટાંતરના ખતમાં મતાંદારને દરસાલ ગરાશીઆના બાબ તરીકે જે કાંઈ દેવા લખેલું હોય તે મતાંદારે હર વર્ષ પોતાનું હક સંભાળી લેવું જોઈએ; અને ધનીકે તેને દેવું જોઈએ. જો ગરાશીઆને બાબ ન મળ્યો હોય તો મતાંદાર ઠામ છોડાવે ત્યારે જેટલા વર્ષોનો બાબ તેનો ચડયો હોય તે ધનીક પાશેથી તે વરતી લેઈ શકેછે.

૬૬૦. વટાંતર માંડી આપેલા ઠામના જુના દસ્તાવેજો મતાંદારે ધનીકને સોંપ્યા ન હોય તો ધનીકને કામ પડે ત્યારે મતાંદારની પાસે એ ઠામના જે જુના દસ્તાવેજ હોય તે ધનીકને તેણે બતાવવા જોઈએ.

૬૬૧. વટાંતરના ખતમાં ઠામની સાથે ઝાડબીડ માંડિલાં હોય તો ઝાડની પેદાસ ખાવાને વટાંતરના ધનીકનું હક છે; પણ તે ઝાડ-બીડ વાઢી લેવા તેનું હક નથી. જો કીમતી ઝાડ પડી જાય તો તે વેચી તેના પૈસા ધનીકે ખતમાં મતાંદારના જમે કરવા જોઈએ; કેમકે વટાંતર મંડાયાથી માંડિલી વસ્તુનું માત્ર ફળ ખાવા ધનીકનું હક છે.

૬૬૨. સ્થાવર મિલકતનો વટાંતર કબજો લઈ ધનીકે આપેલા પૈસા ધનીક દેણદાર પાસેથી તેની મરજી વગર લઈ શકતો નથી. ધનીકને પૈસાની ખપતી પડે તો તે ઠામ ઉપર પોતાના ખોભરાતા પૈસાની હદ સુધી બીજા કોઈ પાસેથી પૈસા ઉપાડી પોતાની જગાએ નવા ધનીકને ઠામનો કબજો સોંપી દેઈ શંકેછે.

૬૬૩. વટાંતર મુંકેલી સ્થાવર મીલકત ઉપરનું લેણું દેણદાર આપે ત્યારે તેનો કબજો પાછો લેઈ શંકે છે પણ જો દસ્તાવેજમાં અમુક મુદત પછી પૈસા લેવા એમ કરાર હોય, જેને બંધી કહેછે તો તેટલી મુદત એટલે બંધી પુરી થયા પછી તે મિલકત દેણદાર છોડાવી શકે.

૬૬૪. મતાંદાર પૈસા ચુકવવા આવે અને લેણદાર પૈસા લે નહીં તો મતાંદારે રીતીસર ફરીયાદ કરી કબજો લેવો જોઈએ. જો જબરાઈથી કબજો લેવામાં આવે તો તે કબજો રીતીસર ઈનસાફ થૈ હુકમનામું થયા શીવાય તેના પાસે રહી શંકે નહીં.

૬૬૫. ગરાશીયાને મતે માંડલથાલ એક ધનીક પાસેથી બીજા ધનીક પાસે જાય અને બીજા પાસેથી ત્રીજા પાસે જાય એવી રીંતે ઉથલે છેવટ જે ધનીક પાસે ગરાસ આવે તે પાસેથી મુળગરાશીયા પાસે આવે તો ગરાશીયો તથા વચલા ધનીકો પોતાના મતાં પ્રમાણે વધારાના લેહેણાનો જવાબ કરે પણ ગરાસીયો પોતા ઉપરના વધારાના પઈસા આપે તો તે પાસેથી ઠામનો કબજો લઈ શકાય નહીં.

૬૬૬. વટાંતર મંડાએલી એકથી વધારે મીલકતમાં દરેક મીલકત ઉપર લેણાંની ફોડ દસ્તાવેજમાં કરી ન હોય તો તેમાંની કોઈ પણ મીલકત દેણદાર એકલી છોડાવી શકતો નથી. એકંદર પઈસા આપી બધી મિલકત સાથે છોડાવી શંકેછે.

૬૬૭. એક મીલકત બે અથવા તેથી વધારે ભાગદારોને મતે વટાંતર માંડેલી હોય તેમાંના એકાદ બેને પોતાનો ભાગ છોડાવવા મરજી થાએ અને બીજાની છોડાવવાની મરજી ન હોય તો દેણદારમાંથી જેને છોડાવવાની મરજી હોય તેણે લેણદારને બધું લેણું આપી આખી મિલકત કબજે લેવી જોઈએ; અને બીજા ભાગ-

દારો પોતપોતાના ભાગ પ્રમાણે પઈસા આપે ત્યાંસુધી તેના ભાગોનો ભોગવટો લેણદાર તરીકે તે છોડાવનાર ભાગદાર કરી શકેછે; જો એ પ્રમાણે તે ન કરે તેમ દસ્તાવેજમાં કાંઈ વિશેષ કરાર પણ ન હોય તો તે ફકત પોતાનોજ ભાગ છોડાવી શકતો નથી.

૬૬૮. મજીયારૂં વગર વેંહેંચેલ ઠામ ભેળે મતે અથવા વડીલને મતે વટાંતર હોય તેવા ઠામના ભાગીદારોમાંથી કોઈ ભાગીદાર પોતાને જુદે મતે બંધી કરી આપે તો બાકીના ભાગીદારો પોતાના હીસ્સાના પઈસા આપી પોતાના ભાગ છોડાવી શકે.

૬૬૯. વટાંતર મંડાયલી સ્થાવર મિલકતમાં ખેતરો છોડાવવાની મુદત વૈશાક સુદ ૩ અને વાડી છોડાવવાની મુદત અશાડ સુદ ૨ ની મુકરર છે; અને તે મુદતને કાળોસેડો કહેછે, તે કાળા સેડા વિના બીજી કોઈ મુદતે ગરાસ વછુટી શકતો નથી, એવી સાધારણ ચાલ છે; પણ વાડી છોડાવવાનો વિશેષ કરાર પાણું લેવાઈ રહે દોકડા લેવાનો હોય તો વરસાળુ, સીયાળુ અને ઉનાળુ એ ત્રણ પાળાંમાંથી ગમે તે પાણું લેવાઈ રહે ત્યારે ધનીકને મતાંદાર પૈસા આપી ઠામ છોડાવી શંકેછે, અને કેટલાંક ગામે વિશેષ કરાર લખાયા વગર પણ એ રીત ચાલેછે. જો જાએગા વટાંતર હોય તો કોઈપ્રણ વખતે મતાંદાર પૈસા આપી તે છોડાવી શંકેછે, પણ વરસાળાના દહાડા હોવાથી લેણદાર તે ઠામ ખાલી કરી શકતો ન હોય તો દેણદારે તેટલા વખતની લેણદારને ફુરસદ આપવી જોઈએ.

૬૭૦. જે મિલકત એક ધનીક પાસે ગીરવી છે તે મિલકત બીજા ધનીકને વટાંતર માંડી દેવામાં આગલા ધનીકનું કેટલું લેણું છે તેની અથવા જે મિલકતનો દસ્તાવેજ કરવાનો છે તેની હદોની અવાકેફીને લીધે પુરો દસ્તાવેજ માંડવાની અડચણ હોવાથી ગીરવી મુકનાર ફરી ન જાય તે સારૂ પકો દસ્તાવેજ લખાયા પેહેલાં કરાર લખાયછે તેને સાટાં ચીઠી કહેછે. તે સાટાંચીઠી પ્રમાણે કરવાને લખી દેનાર તથા લખી લેનાર બંને બંધાયલાછે.

૬૭૧. એક ધનીક પાસે વટાંતર માંડેલી સ્થાવર મિલકત બીજા

પાસે તેનો માલીક અઘાટ અથવા વટાંતર વેચે તો બીજો ધનીક આગલા ધનીકને તે મિલકતના માલીકના મતાં પ્રમાણે પૈસા આપી ઠામ કબજે લઈ શકેછે; પણ જો આગલા ધનીકને તે મુળ માલીકે બંધી કરી આપી હોય તો પાછળનો ધનીકને મુળ માલીકના આગલા મતાં પ્રમાણે બંધી પુરી થયા પછી આગલા લેણદારને પૈસા ચુકાવી ઠામ કબજે લેઈ શકે બંધી પુરી થવા અગાઉ ઠામ કબજે લેવા તેનું હક નથી.

૬૭૨. ગરાશીયે ધનીકપાસે વટાંતર મુકેલું ઠામ બીજા ધનીક પાસે તે ધનીકને મતે વટાંતર જાય અને તે બીજો ધનીક ગરાસીઆ પાસેથી અધાટ અથવા વટાંતર માંડી લે તો પેહેલો ધનીક પોતાનો વધારો લઈ શકે પણ તે વધારો મળે તો વટાંતરની કએં કબજો લઈ શકે નહી.

૬૭૩. ગરાશીયા યાને મુળ માલીકના મતાંથી વધારે પૈસા એક ધનીકે બીજા ધનીક પાસેથી ઉપાડયા હોય તો પેહેલા ધનીકે વધારે ઉપાડેલા પૈસાનો બોજો ગરાશીયો ઠામ છોડાવવા આવે ત્યારે તેના ઉપર પડતો નથી, ગરાશીયો પોતાના મતાં પ્રમાણે પૈસા આપવાને બંધાયલોછે; તે શીવાય બીજા ધનીકનું વધારે લેણું હોય તો તેની જવાબદારી અંગ ઉધાર લેણાં તરીકે પેહેલા ધનીક ઉપર રહેછે; વાસ્તે વટાંતર ઠામ એક ધનીકને બીજો ધનીક માંડી આપે ત્યારે ગરાશીયાના મતાં તથા જે ધનીક પૈસા લેતો હોય તેની ખોભરત ઉપર નજર રાખી બીજા ધનીકે પૈસા આપવા જોઈએ.

૬૭૪. મુળ મતાંદારના ધનીકે પોતાના તરફથી બીજા ધનીકને લેણું આડે આંકે આપ્યું ન હોય તો ગરાશીયો જ્યારે ઠામ છોડાવવા આવે ત્યારે બીજા ધનીકે આગલા ધનીકને સાથે રાખી પૈસા લેવા જોઈએ; તેમ મુળ મતાંદારે પણ આગલા ધનકને પાસે રાખ્યા વિના પૈસા આપવા ન જોઈએ.

૬૭૫. ખેતરોના દસ્તાવેજમાં પૈસા આપવાની બંધી યાને મુદત સફળ્યા વરસની ઠરાવી હોય તો જે વરસ દુકાળ હોય તે મુદતના

અંદર ગણાતું નથી. વાડીની પેદાસ્ત કુવાના પાણીથી થાયછે એટલે વાડીની બંધીનાં વરસો ગણતાં તેમાંથી દુકાળનું વરસ બાદ થતું નથી.

૬૭૬. સકૂળ્યા વરસની બંધી લખી હોય તો જે ગામની સીમનો તે ગરાસ હોય તે ગામની સીમના મોલનાં કણસલાં જે વર્ષમાં વઢાય તે વર્ષ સકૂળ્યું કેહેવાય છે અને તે બંધીના વર્ષોમાં ગણાયછે. જો તે ગામની સીમમાં કણસલાં વઢાય નહિં તો તે વર્ષ નકૂળ્યું કેહેવાય; અને તે વર્ષ બંધીના વર્ષોમાં ગણાતું નથી, કદાચ સીમના એકાદ બે અથવા બહુ થોડા ઠામમાં કણસલાં વઢાયાં હોય તે પણ નકૂળ્યા વર્ષમાં ગણાયછે; મગર જે ઠામની બંધી છે તે ઠામમાં પેદાસ હોય તો પછી બીજા ઠામોમાં પેદાસ ન હોય તેથી એ ઠામને વાસ્તે નકૂળ્યું વરસ એમ કેહેવાય નહીં.

૬૭૭. સ્થાવર મીલકત બંધી ઠેરાવી ગીરવી લખી આપેલી હોય તે બંધીના વર્ષોમાં કાંઈ વર્ષ ઓછાં હોય તો તેની ઉપજનો બદલો આગલાં વર્ષોની પેદાસની સરાસરી ગણી લેણદારને દેણદાર વરતી આપે તો બંધી પુરી થયાનો લાભ લેણદારને મળ્યો ગણાયછે; પણ તેમ થાવામાં ધનીક સાથે સમજુતી થવી જોઈએ. નહીંતર થઈ શકે નહીં.

૬૭૮. ધનીકે પોતા પાસે વટાંતર માંડેલી જએગા કોઈને બંધી ઠરાવી ભાડે અથવા વટાંતર આપેલી હોય અથવા વટાંતર માંડેલો ગરાસ કોઈને બંધી ઠેરાવી ખેડવા અથવા વટાંતર આપેલો હોય, તે બંધી સદરહુ ઠામનો મુળ માલેક તે ઠામ છોડાવવા આવે ત્યારે તેને આડી આવે નહીં; પણ તે મુળ માલીકનાં મતાંના દસ્તાવેજમાં કાંઈ બંધી લખી હોય તો તેટલી બંધી તેણે પાળી દેવી જોઈએ.

૬૭૯. વટાંતર માંડેલી જએગામાં નવું ઠામ અથવા નવો મજલો લેણદારથી જએગાના મુળ માલેકની મંજુરી વગર થૈ શકે નહી. જો કોઈ લેણદાર મુળ માલિકની મંજુરી વગર તે કરે તો એ બાબતનું ખરચ જએગા છોડાવતી વખતે મુળ માલીક વરતી આપવા બંધાએલો નથી. બાકી લેણદાર પોતાનો નવો નાખેલો સામાન ઉપાડી લેવા મુખત્યાર છે. અને નવો મજલો કર્યો હોય તો

તેણે જગ્યા ઉપર પાછું વળોણ નાંખી તે જગ્યા મુળ સ્થીતીમાં કરી આપવી જોઈએ.

૬૮૦. વટાંતર માંડેલી જાએગા સંબંધી નળીઆનું, લીપાવવાનું, વળોણનું, ભાંગો ત્રુટો સામાન દુરસ્ત કરાવવાનું તથા ઈમારતને મરામત તથા દુરસ્ત કરાવવી પડે અથવા પડી ગઈ હોય તે ફરીથી ચણાવવી પડે તેનું ખરચ કરવા સંબંધી જાએગા ધણી તથા લેણદાર વચે કાંઈ વિશેષ કરાર ન હોય તો તે ખરચ લેણદાર સ્વતંત્ર પણે કરી શકેછે, અને તેનું થએલું ખરચ છેવટ દેણદારે જગ્યા છોડાવતી વખતે મુળ લેણાં સાથે લેણદારને વરતી આપવું પડેછે. બીજો મત એવોછે કે જો ખતમાં ખરચ વરતી દેવાની બાબતમાં કાંઈ લખેલું ન હોય તો જથુનું ખરચ જેવું કે નળીઆં તથા લીપાવવાનું ખરચ થાય તે જગ્યાનો ધણી વરતી આપે.

૬૮૧. ગરાસ વટાંતર હોય તો સાધારણ રીત એવી છે કે, ભુટાં જેના હાથમાં હોય તે ખરચ કરેછે, તેથી ખેતરનો બાંધો બંધાવવા તથા છબર ખણાવવાનું ખરચ તથા વાડી હોય તો વાડીની વાવના પાણીનો વધારો થાવા સારૂ વાવને ખોદાવવાનું, કોશ વધારવાનું, થોરની વાડ કરાવવાનું, તથા વાડીની પનાહ માટે બાંધો બંધાવવાનું ખરચ ભુટાં જે લેણદારની પાસે ગીરવી હોય તે લેણદાર કરેછે; અને તેનો નોંધ ખાત્રી લાયક રાખેછે તે પ્રમાણે ખરચ જ્યારે દેણદાર તે ઠામના ભુટાં કઢાવવા આવે ત્યારે તે મુળ લેણાંની સાથે ધનીકને વરતી આપેછે; પણ જો ખતમાં કરાર ન હોય તો છબરે ખણાવવાનું તથા ધુડીઓ બાંધો બંધાવવાનું તથા વાડનું ખરચ દેણદાર વરતી આપે નહીં; બાકીનું ખરચ વરતી આપેછે. જો ભોગ ભુટાં એકજ લેણદાર પાસે ગીરવી હોય તો તેની પણ એજ રીત જાણવી.

૬૮૨. વટાંતર માંડેલી વાડીની વાવ હર કોઈ પ્રકારે નીરોપયોગી થાએ, અથવા વાડીની જમીનના કાંઈ ભાગમાં તે વાવનું પાણી ચડી ન શકતું હોય, કે તે વાવમાં કોસ વધરાવતાં પણ સાજી વાડીની પીતને પાઈ શકાય તેટલું પાણી તેમાં ન થાય તો લેણદાર તે

ઠામમાં નવી વાવ બનાવી શકેછે. જો નવી વાવ બાંધેલી હોય તો તેનું ખરચ દેણદાર ઠામ છોડાવવા આવે ત્યારે તે પાસેથી વરતી લેવા લેણદારનું હક છે; પણ જો વાડીની વાવ ઉપયોગી છતાં દેણદારની મંજુરી વગર તેણે બીજી વાવ કરી હોય તો દેણદાર તેનું ખરચ વરતી આપવા બંધાએલો નથી. લેણદાર તે ઉપરનો આડમાડ જે તેણે પોતાને ખરચે કીધેલો હોય તે લઈ લેવા મુખત્યાર છે. બીજી રીતે તે કાંઈ દાવો રાખી શકતો નથી.

૬૮૩. વટાંતર માંડેલી વાડીમાં ધનીકે પોતાને ખરચે કીમતી ફળવાન ઝાડો જેવા કે આંબા, લીંબુ, કેળ, દાડમ, જાંમફળ વગેરે નવાં ઉત્પન્ન કર્યાં હોય અથવા કરાવ્યાં હોય તો ગામની રીત પ્રમાણે બાંધેલી કીમત ગરાશીઓ ઠામ છોડાવે ત્યારે ધનીકને વરતી આપે છે; પણ જે ઝાડ ફળતાં હોય તેની ઘણુંકરી ઝાડ એકે કોરી ૫ અને ફળતાં ન હોય તો આંબા તથા લીંબુની દર ઝાડે કોરી એક અને જાંમફળ તથા દાડમ વગેરે મેવાના ઝાડની કોઈ જગોએ કોરી ૧ અને કોઈ જગોએ કોરી ૩ લેખે વરતી અપાયછે, ખેડુતની સાથે ધનીક એટલે લેણદારે વરતી આપવાનો કાંઈ વીશેષ કરાર કર્યો હોયતો તે કરાર દેણદારને આડો આવતો નથી. લેણદારે પોતાના કરાર પ્રમાણે ખેડુતને જવાબ કરવો પડેછે. કેટલાક ગામોમાં કીમતી ફળાઉ ઝાડમાં ફળ લાગવાં શીરૂ થયાં તો ઉપરનો કાયદો લાગુ પડતો નથી. ઉછેરનારને તે ઝાડનાં બુટાંનું હક મળેછે.

૬૮૪. લેણદારે ગીરવી માંડેલા ઠામમાં ખરચ કર્યું હોય પણ તે પાસે તે ખરચનો લખેલો હીસાબ ન હોય તેમ ઘણાં વરસો વ્યતીત થયાથી સાક્ષી પણ હોય નહીં તો ત્રાહેત પંચો સ્થાનકે જઈ તેની સ્થિતિ ઉપરથી અનુમાન કરી ખરચનો આંકડો ઠરાવી આપે તે પ્રમાણે ઠામ છોડાવતી વખતે મુળ માલીકે લેણદારને વરતી આપવું પડેછે.

૬૮૫. વટાંતર મીલકતની આવુ ખરાજાતનું વ્યાજ ન્યાયની કોર્ટમાં લેણદારને વરતાવી અપાતું નથી પણ આવુ ખરાજાત સીવાયની બાબતમાં કરાર હોય તો વ્યાજ વરતી અપાયછે.

૬૮૬. મતાંદાર વટાંતર મુકેલું ઠામ છોડાવવા આવે ત્યારે

ધનીકો વટાંતરના લેણાં સાથે વાડનું લેણું તે પાસેથી લઈ શકેછે. વાડનું લેણું કોને ગણવું તે નીચેની કલમમાં જણાવેલું છે.

૬૮૭. વટાંતરનો દસ્તાવેજ થયા પછી લેણદારે અંગાઉ પઈસા દેણદારને આપ્યા હોય તે, વટાંતરના ખતમાં આગળનું લેણું જુદું છે એમ લખ્યું હોય તો તેથી પેહેલાંનું અંગાઉ લેણું જે વટાંતર દસ્તાવેજના લેણાંમાં આવી ન જતું હોય તે, તથા દેણદાર ઉપરના બીજા લેણદારોના અંગાઉ લેણાંના દસ્તાવેજો દેણદાર પઈસા ચુકવવા આવે તે પેહેલાં વટાંતરના લેણદારે રીતીસર આડેઆંકે લીધા હોય અને તે લેણું દેણદાર ઉપર સાબિત અને તે મુળ લેહેણદાર વસુલ કરી શકત એવું હોય તો તે સર્વે વાડનું લેણું ગણાયછે:—બીજો મત એવો છે કે, વટાંતરના દસ્તાવેજમાં આગળનું લેણું જુદું છે એમ જણાવડયું ન હોય તો પણ વટાંતરના લેણાંથી જે લેણું જુદું રહી ગયું છે એમ લેણદાર સાબિત કરી આપે તે પણ વાડના લેણાંમાં ગણાયછે.

૬૮૮. વટાંતર માંડી લેનાર ધનીકે વટાંતર મિલકત આડે આંકે એટલે પોતાનો કાંઈ પણ દાવો રાખ્યા વગર બીજા ધનીકને આપી દીધી હોય તો દેણદાર ગરાસીઓ તે મિલકત છોડાવવા આવે ત્યારે બીજા ધનીકના વાડના પઈસા જે હોય તે મુળ લેણાં સાથે બીજો ધનીક લઈ શકેછે. આગલા ધનીકનું વાડનું લેણું તેને આડું આવતું નથી. જો પેહેલા ધનીકે પોતાનું હક આડે આંકે આપ્યું ન હોય તો ગરાશીઓ તે ઠામ છોડાવવા આવે ત્યારે તેણે આગલા ધનીકનું વાડનું લેણું હોય તે દેવું પડેછે. બીજા ધનીકનું વાડનું લેણું દેવું પડતું નથી.

૬૮૯. જો બીજો ધનીક આગલા ધનીકને સાથે રાખ્યાવિના મુળ મતાંદાર પાસેથી પઈસા લે અને તેથી આગળના ધનીકના વાડના પઈસા રહી જાય તો પણ આગલા ધનીકના વાડનાં લેણાનો બોજો માંડેલા ઠામ ઉપરથી ઉતરતો નથી. કદાચ બીજા ધનીકે મતાંદારને ફારકતી કરી આપી હોય તો પણ તે ઠામ જવાબદારીથી છુટી શકતું નથી; કેમકે બીજા ધનીકને ફારકતી કરી આપવા અખત્યાર ન

છતાં તે પાસેથી મૂળ મતાંદારે ફારકતી કરાવી લીધી હોય તે નિરોપ-યોગીછે.

૬૯૦. ગરાશીઓ બીજા ધનીક પાસેથી ઠામ છોડાવી તે પાસેથી ફારકતી લઈ ત્રીજા પાસે તે ઠામ વેચી અથવા ઘરેણે રાખી પઈસા લઈ ખાઈ ગયો હોય અને મૂળ ખત ધનીકનામનું હોવાથી તથા પેહેલે ધનીકે બીજા ધનીકને લખી આપેલા દસ્તાવેજમાં વાડના લેણાંના દસ્તાવેજ પેહેલા ધનીકના કબજામાં જુદા રાખ્યાછે, એમ લખેલું ન હોવાના કારણથી વેચાણ લેનાર તરફ કાંઈ દોષ રહેતો ન હોય તો બીજો ધનીક જેણે ફારકતી લખી આપી હોય તે અથવા ગરાશીઓ આગલા ધનીકનાં વાડના લેણાનાં જવાબદાર થાયછે.

૬૯૧ ગીરવી માંડેલું ઠામ દેણદાર છોડાવવા આવે અને લેણ-દાર પાસેથી તે ઠામનું વટાંતરનું ખત ગેરવલે ગયું હોય તો તે ખત કોઈ પ્રતિષ્ઠિત માણસે વાંચ્યું હોય તેની સાક્ષીથી અથવા ખાત્રી-લાયક હીસાબમાં આપેલી રકમ મંડાઈ હોય તે બતાવવાથી વટાં-તરના પૈસા નિશ્ચે થાયછે. કદી તે બંને પ્રકારનો પુરાવો લેણદારથી થઈ શકતો ન હોય તો જે વખતમાં ઠામ વટાંતર મુકાયાનો સંભવ જણાય તે વખતના વર્તમાન તથા તેને લગતા ઠામોના તે વખતના દસ્તાવેજો ઉપર નજર રાખી ત્રાહિત અને અનુભવી પંચ જે આંકડો ઠેરાવી આપે તે પ્રમાણે ધનીકે પૈસા લઈ મતાંદારને તેનું ઠામ સોંપી દેવું જોઈએ.

૬૯૨. ગીરવી મુકેલી જગ્યામાંથી કાંઇ લસ લાકડ લેણદારે કાહાડી લઈ બીજા કામમાં વાપરેલ હોય અથવા વેચી નાંખેલ હોય તેની વાજબી કીમત જ્યારે મતાંદાર તે જગ્યા છોડાવવા આવે ત્યારે તેને લેણદારે વરતી આપવી જોઈએ.

૬૯૩. ધનીકે વટાંતર મિલકતનો કાંઈ ભાગ બીજી મિલકત સાથે ભેળવ્યો હોય તો મતાંદાર જ્યારે વટાંતર મુકેલી મિલકત છોડાવવા આવે ત્યારે તે ભાગ પાછો વટાંતર મિલકત સાથે મતાંદારને સોંપવો જોઈએ, અને બીજી મિલકત સાથે તેની હદ જે જગાએ હોય ત્યાં પ્રથમના જેવી પનાહ તેને કરી આપવી જોઈએ.

૬૯૪. ધનીકને વટાંતર માંડી આપેલી મિલકત સોંપી તે વખતે જે કીમત હતી તેથી છોડાવતી વખતે તેમાં ઓછી કીમત થઈ ગઈ છે એવો દાવો મતાંદાર કરે તો તેનો ચાલે નહીં પણ એ નુકસાન ધનીકના ઈરાદા પૂર્વક કૃત્યથી થયું હશે તો તેની જવાબદારી ધનીક ઉપર રહેશે.

૬૯૫. વટાંતરના ઘણા વરસના બીનવહીવટી દસ્તાવેજ ઉપરથી તેમાં લખેલા ઠામના કબજાનો દાવો ચાલી શકે નહી; કોઈ કારણથી દસ્તાવેજ થતાંજ કબજો થવામાં હરકત પડી હોય તો પણ તરત કબજો લેવાને રીતીસર ઈલાજ લેવો જોઈએ; કેમકે ઘણા વરસનાં બીનવહીવટી વટાંતર ખત રદ ગણાયછે.

૬૯૬. કોઈ સખ્સે પોતાની એક મિલકતનો કાંઈ ભાગ ધનીકને વટાંતર માંડી આપ્યો હોય પણ તે જુદો કાહાડી આપ્યો ન હોય અને પાછળથી ધનીકને તે વટાંતર માંડી આપનાર સખ્સ સાથે ભેળો વહીવટ રાખવા અનુકુળ પડે નહીં તો, કદાચ કરારમાં તે ભાગ જુદો કહાડી આપવાનું લખેલું ન હોય તોપણ ધનીક પોતા પાસે માંડેલો ભાગ તે આખી મિલકતમાંથી વેચાવી તેનો જુદો વહીવટ કરી શકેછે.

૬૯૭. મતાંદારની લખી આપેલી મિલકત જે એક આખી મિલકતનો કાંઈ ભાગ છે તે ત્રાયત સાથે મજમુ હોય અને તેનો વહીવટ ધનીક પાસે સદરહુ ભાગ વટાંતર આવ્યા પહેલાં ત્રાયત સાથે મજમુ એટલે ભેળો ચાલતો હોય છતાં પાછળથી ધનીકને તે ત્રાયત સાથે ભેળો વહીવટ રાખવામાં ઠીક ન પડે અને બીજો કાંઈ વિશેષ કરાર નહોય તો મતાંદારે ધનીકની સાથે રહી ત્રાયત ભાગદારથી પોતાના હિસ્સાની વેચણ કરાવી તે હિસ્સો તેને જુદો કહડાવી દેવો જોઈએ.

૬૯૮. મજીઆરી મિલકતના કોઈ ભાગદારનો હિસ્સો ધનીક પાસે વટાંતર છતાં ભાગદારો ધનીકની સંમતિ વગર આપસમાં વેચણ કરે તો ધનીકને રીતીસર તેના પુરા પૈસા પોહોચ્યા સુધી તે વેચણનો અમલ થઈ શકે નહીં.

૬૯૯. ધનીક પાસે કોઈ મતાંદારનાં એકથી વધારે ઠામો જુદે જુદે દસ્તાવેજે વટાંતર માંડેલાં હોય તો તેમાંનું કોઈ પણ ઠામ મતાંદાર છોડાવવા આવે ત્યારે ધનીક વાડનું લેણું વટાંતર સાથે લઈ શકે છે. વાડના પૈસા બીજા ઠામો છોડાવતી વખતે અથવા દરેક ઠામ ઉપર હિસ્સા પ્રમાણે આપવા મતાંદારનો ઉજર ચાલે નહીં, ધનીકની મરજીમાં આવે તે ઠામને વાડનું લેણું આડું દઈ શકે છે, તેમજ એકવાર એક ઠામને વાડનું લેણું આડું દેવાથી તે ઠામ મતાંદાર ન છોડાવે તો એજ વાડનું લેણું બીજું ઠામ મતાંદાર છોડાવવા આવે ત્યારે તે ઠામને લેણદાર આડું દઈ શકેછે. પણ કોઈ વાડનાં ખતમાં અમુક ઠામ ઉપરજ એ વાડનું લેહણું લાગુ પડે એહવો વિશેષ કરાર હોય તો તે ઠામ ઉપર તે લેહણું લાગુ પડેછે.

---

## ત્રીજો પ્રકાર.

### વજે વળતીયું.

૭૦૦. ગરાશ ઉપર ધનીક મતાંદારને પૈસા આપેછે અને ઠેરાવ પ્રમાણે ઉધડું વ્યાજ મુદલ સાથે મેળવી તેનો દસ્તાવેજ માંડેછે. પછી આપેલી રકમનું વ્યાજ ગણાતું નથી, અને તે લેણાંમાં માંડેલી મિલકતનો કબજો લેણદાર પોતાના હાથમાં લઈ તેની પેદાસ આવે તે હરસાલ લેણાંમાં જમે કરેછે. જ્યારે લેણું ભરાઈ જાય ત્યારે તે મિલકત દેણદારને તે સોંપી દે છે તેને વજે વળતીયું કહેછે. વજે વળતીયાંનો દસ્તાવેજ શી રીતે લખાયછે તેનો નમુનો ઘ જોવો.

૭૦૧. વજે વળતીયાં ઠામની પેદાસ આવે તે લેણદાર દસ્તાવેજ નીચે હરસાલ જમે કરેછે; કેટલાક તેમ નથી કરતા, અને જુદી ચોપડી રાખેછે, અને જેને ઘેર આવરે ખાતે નામું હોયછે તે પોતાના રીતીસર નામામાં તે પેદાસ જમે કરેછે.

૭૦૨. લેણદારે પેદાસનો ખાત્રીલાયક હિસાબ અથવા નોંધ રાખેલ ન હોય તો દેણદાર તેની સર્વ રીતે તપાસ કરવા અથવા કરાવવા હકદાર છે.

૭૦૩. ધનીકે આવેલી પેદાસના ભાવના આંક ભર્યા ન હોય, તેમજ બીજી રીતે નોંધ અપુર્ણ રાખ્યો હોય તો તેના તથા મતાંદારના તરફથી મુકરર થયેલા પંચ તરીકે અનુભવી માણસો તે વખતના ભાવની તથા પેદાસની તપાસ કરી તેનો નિકાલ કરી આપેછે તે પ્રમાણે બંને તરફથી અમલ કરવો પડેછે.

૭૦૪. વન્જે વળતીયાનું લેણું માંડેલા ઠામની પેદાસમાંથી ભરાઈ જાય ત્યારેજ દેણદાર કબજો લેઈ શકે એવો કાંઈ નિયમ નથી. પેદાસ ભરાતાં બાકી લેણું રહ્યું હોય તે દેણદાર આપી દે તો પણ તે ઠામ કબજે લઈ શકેછે.

૭૦૫. વન્જે વળતીયે માંડેલા ઠામનો વહીવટ ધનીકના કબજામાં હોય ત્યાંસુધી તે ઠામનું ખરચ વટાંતરમાં વરતાયછે તેવી રીતે લેણ-દારને દેણદારે વરતી આપવું જોઈએ.

૭૦૬. વન્જે વળતીયાનું ખત થયા પછી લેણદારે પોતે દેણદારને કરજ આપ્યું હોય તે ઠામના કબજાના સબબથી વન્જે વળતીયું ઠામ છુટતી વખતે દેણદાર પાસેથી લેણદાર વાડ તરીકે લઈ શકેછે.

૭૦૭. વન્જે વળતીયે માંડેલા ગરાસની પેદાસનો હિસાબ લેણ-દાર દેણદારે સામસામો રાખવો અને વર્ષોવર્ષ જેવી ઉપજ ભરાય તેની પહોંચ હરસાલ લેણદાર પાસેથી મતાં ધણીએ લખાવી લેવી એવું ફરમાન સંવત ૧૯૧૪ ની સાલે દેશ શિરસ્તાના સુધારા સંબંધી ચાર કલમના ઝાહેરનામાં સરકારી નંબર ૭૫૩ વાળામાં થએલ છે તે પ્રમાણે લેણદારદેણદારે ચાલવું જોઈએ.

---

## પ્રકાર ૪ થો.

### પુળા છુટ.

૭૦૮. સ્થાવર મિલકત ઉપર લેણદાર દેણદારને પૈસા આપેછે અને તે પૈસામાં અમુક વરસ તે મિલકતનો ઉપયોગ કરવા અથવા તેની પેદાસ ખાવાનો ઠરાવ હોયછે તે ઠરાવ પ્રમાણે વરસ પુરાં થાય એટલે લેણદારને વ્યાજ મુદલ શીખે નાણાં ભરાઈ ગયાં ગણાય

છે, અને દેણદાર તે મિલકત પાછી પોતાના કબજામાં લેછે તેને પુળા છુટ કહેછે, તેના દસ્તાવેજનો નમુનો ન જોવો.

૭૦૯. પુળા છુટના ખતમાં સફળ્યા વરસની પેદાશ ખાવા લખ્યું હોય તો કેટલાક લેણીઆત નફળ્યાં વરસની ઉપજ ખાવા મતાંદારને સોંપેછે, અને તે વરસ બંધીમાં ગણતા નથી, કેટલાક નફળ્યાં વરસની ઉપજ આવે તે મતાંદારની થકી પોતા પાસે રાખેછે અને જ્યારે બંધી પ્રમાણે વરસો પુરાં થાય ત્યારે તે વરસની પેદાશ દેણદારને વરતી આપેછે; પણ મતાંદારની સંમતિ વીના લેણદારે જો નફળ્યાં વરસની પેદાસ પોતે સંભાળી લીધી હોય તો એ નફળી સાલ પણ બંધીના વરસોમાં ગણાય છે.

૭૧૦. સફળ્યું વરસ કોને ગણવું અને કોને ન ગણવું તે બાબતમાં નિયમ એવો છે કે, સીમમાં વાવેલા મોલની ઉપજનાં કણસલાં વઢાય તો સફળ્યું વરસ ગણાય અને કણસલાં વઢાય નહીં તો નફળ્યું વરસ કેહેવાય.

૭૧૧. પુળા છુટની બંધીમાં જે વરસ દુકાળ હોય તે ગણાતું નથી.

૭૧૨. માંડેલી મિલકતના ખરચ વિશે દસ્તાવેજમાં કાંઈ લખ્યું ન હોયતો ખરચ વરતી અપાય કે નહી, તેવિશે બે મત છે, એક મત એવો છે કે ખરચ વરતી અપાય નહી, બીજો મત એવો છે કે મિલકત મૂળ સ્થિતિએ કાયમ રહેવાને અર્થે વાવ ખોદાવવા વગેરે મોહોટું ખરચ કરે તે વટાંતરના ધારા પ્રમાણે દેણદારે વરતી આપવું જોઈએ.

૭૧૩. પુળા છુટ મંડાયલા ગરાસને વાડનું લેણું આડું આવે નહીં.

---

## ચિતઠામ ગરાસના દસ્તાવેજનો નમુનો. ૬.

:॥ સંવત          ના વર્ષે          દીને શ્રી
મધે ધનીક નામ          લેણાં પારસાત ઊ-
ધારણીક નામ          પાસે રાસાઈ કોરી
અખરે કોરી          પુરી લેણી તેનું વ્યાજ માસ એકે સત એકે
પ્રત ટકા અરધા લેખે ચડેછે. થોકડે માશ ૧ ની કોરી
વ્યાજની ચડેછે. તે વાપંતી લેણી તે મધે ચિત ઘરણે વાડી ઠામ

એક નામે ખારી નવાણ એક છોબંધ કોસ ૨ ની ગામ શ્રી ની ઉગમણી સીમની ચિતઘરણે માંડી દીધીછે, તેના સેડા ૪ ની વિગત-છે-ઊગમણે શેડે છેલોછે તથા ઊતરાદે સેડે પડેતર જમીન પડીછે તથા આથમણે સેડે ખેતર આવડાવાળો છે તથા દખણાદે સેડેવાડી કનડદે વાળીછે. એ રીતે વાડી સેડા ચાર બંધ ગુઢ પોળ ચપડી આખડી નેસનવાણ હદ મજુદ હાલ ચાલ રાધવાધ ભોગ ભાગ ધડો ચાસ ખુટાં ઝાડ બીડ અઢારે હખુબ સીખે ચિત ગરણે માંડી આપીછે. એ કોરીનું વ્યાજ ચાલતું માસબારે ચડયા ચડે મતાંધણી ઘરબેઠે ચુકાવી આપે તે વ્યાજ દેતાં મતાંધણી ઢીલ કે લોડપું કરે અથવા ધનીક માગે ત્યારે દોકડા ન આપે તો નાણાં ધણી ઉપર લખી વાડી ચાંસ ખુટાં અઢારે હખુબ સિખે પોતાના સ્વાધીનમાં લઈ વટાંતર ખાય તેમાં મતાં ધણીનો કાંઈ ઊજર નથી. જ્યારે મતાંધણી તે વાડી છોડાવે ત્યારે ઊપર લખી કોરી આ ખતની સુદલની તથા વટાંતર થયા અગાઊનું ચડયું વ્યાજ તથા એ વાડી સંબંધી નાણાં ધણીએ જે ખરખરાજાત કીધેલ હોય તે સર્વે એકંદર લેખા હીસાબે દોકડા દીધે કારે સેડે એ વાડી વછુટે. એ વાડી બાબત કોઈ દર દાવો ચબચોચો તુતકતુર કિલકાવલ કરે વા કોઈ લેણું લેખું કાઢી આવે તેને આ મતાંધણી પોતે પોતાને ઘરેથી જવાબ કરે. આ ખત મતાંધણીએ કોરી રોકડી લઈ શ્રી મધે પાસે બેશી રાજી ખુશીથી માંડી દીધું છે તે બાપના બોલ સોત પાળે સહી. વાંસેશ્રી ના રેહેવાશી છે.

અત્ર મતું સાખ શ્રી સુરજની.

---

## જાએગાના ચિતઠામ દસ્તાવેજનો નમુનો ૫.

:॥ સંવત ના વર્ષે દીને

શ્રી મધે ધનીક નામ

લેણા પારસાત ઉધરાણીક નામ

પાસે રાસાઈ કોરી બખરે કોરી

પુરી લેણી તેનું વ્યાજ માસ એક સત એક પ્રત ઠકા ૧ લેખે

ચડેછે થોકડે માસ ૧ ની કોરી                    વ્યાજની ચડેછે તે વાધંતી લેણી જેવારે નાણાં ધણી માગે તેવારે ચડ્યાં વ્યાજ સીખે ઘરબેઠે બિન ઊજર મતાં ધણી ચુકાવી આપે. એ કોરી મધે મતાં ધણીની રેણાંકનું ખોરડું ઓરડો ઓસરી આંગણાં સીખે આથમણે બારનું હદ મજુદ ચોક ચોગાન હાલ ચાલ સીખે ચિતધરણે મતાં ધણીએ માંડી દીધુંછે, એ ખોરડાની દીસુની વિગત. એ ખોરડાની મોવડ તથા બારણું તથા અગીતનાં નેવાં આથમણી કોરે પોતાનાં આંગણાંમાં પડેછે તથા એ ખોરડાંનો કરો ૧ ઉતરાદી કોરનો પોતાનો આંગદછે તેને લગતો                    ના ખોરડા નો કરોછે આ ખોરડાંની પછીત તથા પછીતનાં નેવા ઉગમણી કોર રાજમારગમાં પડેછે તથા આ ખોરડાનો કરો એક દખણાદી કોરનો                              ના ખોરડાંનાં કરાથી મજમુછે એની રીતે ખોરડું દિસા ચાર બંધ હદ મજુદ ચોક ચોગાન હાલ ચાલ સીખે ચિતધરણે મતાં ધણીએ માંડી દીધું છે તે ઉપરે ઉપર લખી કોરી                    મતાં ધણીએ રોકડી વ્યાજુ કી લીધીછે તેનું વ્યાજ હર મહીને ચડયા ચડે મતાં ધણી ઘરબેઠે ચુકાવી આપે તે વ્યાજ દેતાં મતાંધણી ઢીલ કે ઉજર કરે અને વ્યાજ માસ બારનું નાણાં ધણીનું ચડી જાય અથવા નાણાંધણી બધા પઈસા માગે ને મતાંધણી આપતાં ઢીલ કરે તો ઉપર લખ્યું ખોરડું નાણાંધણી પોતાના સ્વાધીનમાં લઈ ઘાસ ઘરણે ભોગવે જ્યારે મતાંદાર એ ખોરડાં છોડાવવા આવે ત્યારે કોરી મુદલની તથા ખોરડાં સ્વાધીન કરવા સુધીનું ચડયું વ્યાજ લેણું હોય તે તથા એ ખોરડાં સંબંધી ખરખરજાત નાની મોટી નાણાંધણીએ જે કાંઈ કીધેલી હોય તે સર્વે લેખા હિસાબે મતાંદાર આપે ત્યારે ખોરડું વછુટે, એ ખોરડાં બાબતનું મૂળ ખત ૧ કોરી                    નું અઘાટનું આ મતાંધણીના વડીલનાં નામનું સંવત                    નું                    નાં મતાનું મતાંધણી પાસે હતું તે આ નાણાધણીને હવાલે કીધુંછે, એ ખોરડા બાબત કોઇ દરદાવો, ચખચોખો, તુતકતૂર, કિલ કાવલ કરે, વા કોઈ લેણું લેખું કાઢી આવે તેને મતાંધણી પોતાને ઘરેથી જવાબ કરે. નાણાંધણીના દોકડા અજરન જોખમ્યા

ખોરડામાંથી તથા મતાંધણીના સારા ઠામ ઠેકાણામાંથી પહેલા લેણા એ ખત મતાંધણીએ પાસે બેસી રાજી ખુશીથી માંડી દીધું છે. તે બાપના બોલ સોત પાળે સહી, વાંસે શ્રી ના રેહેવાસી એ ખોરડું શ્રી મધે

ફળીઆમાં છે.

૧ અત્ર મતું ૧ સાખ શ્રી સુરજની.

## ગરાસ વટાંતર માંડવાના દસ્તાવેજનો નમુનો થ.

સંવત ના વર્ષે દને ધનીક નામ

લેણાં પારસાત ઉઘરાણીક નામ

પાસે રાસાઈ કોરી અખંરે કોરી પુરી લેણી તે મધે ઠામ ખેતર ખંડ ૧ નામે ભોમ પ્રાજાં ૧। સવાને માંજમેછે તે વાગ બુટાં ધડા ચાસ હદ મજુદ પડી આખડી ગુઢ પોલચ શીખે ચોખું વટાંતર માંડી દીધું છે. તે ઠામના સેડાની વિગત છે—ખેતર લંધાઈ શ્રી વાળા પાસે અઘાટ છે તેને દખણાદે સેડે છે તથા ખેતર ગુઢ ભોરારાનાં જેશલોની તે પાસે વટાંતર છે તેને આથમણે સેડેછે તથા ખેતર કટકી જેસર ભોજરાજજી દેશળજીઆણી વાળી તે સાઊભાયા માલસીઆણી પાસે વટાંતર છે તેને ઉગમણી દિશાએ છે ને તે બે ખેતર વચે મોજે દુંડેથી મુનરા બંદર જવાનો પગ સેરડો જાયછે એણીરીતે ખેતર ભોમ પ્રાજાં ૧। સવા ચારે સેડા બંધ વાગ બુટાં ધંડાચાસ હદ મજુદપડી આખડી ગુઢ પડેતર શીખે ચોખું વટાંતર માંડી આપ્યું છે તે ઠામ મધે ધનીકનો ધણી બાંધો બંધાવે તથા છબર ખણાવે તથા રાવળી દેવલી હરકોઈ બાબત ખપત ખરાજાત થાય તે સરવે એ ઠામ ઉપર મંડાય તથા એ ઠામ મધે ખાતર પુંજો નાંખે તે જેવારે ઠામ વછોડાવે તેવારે ધર્મ પુત્ર જણ ૪ કહે તે દીધે ઠામ વછુટે એ ઠામની બંધી વરસ ૧૧ અગીયાર સકૂખ્યાની છે, તે બંધી ભરાણા પછી મૂળ દોકડા તથા ખરા જાત લેખાં હિસાબે તથા પોચરો પારસરવે એકંદર દીધે ઠામ કાળે સેડે વછુટે એ ઠામ મધે ગરાશીઆનો બાબ ઢલામણી તથા માગણી તથા

પુરો પચારો અઢારે હબુબની માસ ૧૨ વરસ ૧ કોરી પા અખરે કોરી સાડી પાંચ ચાલતી વરસ સુકલે ઘરે બેઠે દેવી આ ખતની કોરી દીધાની વિગત છે પ્રથમ એ ઠામ
પાસે વટાંતર હતું તેને કોરી આજદીને રોકડી
આપી તથા કોરી મતાંદારને આજદીને રોકડી આપી
તથા કોરી ૧ આ ખતની લખામણીની જમલે કોરી માં
આ ખેતર ચાર શેડા બંધ વટાંતર માંડી દીધું છે તે ઠામ બાહને કોઈ દર દાવો કરે તેને મતાંધણી ઘરેથી જવાબ કરે. નાણાં ધણીની કોરી અજરન જોખમી એ ઠામ ઉપરે છે તેમાં વટાંતર ખાય તે ઠામ શ્રી બોરારાની ઊત્રાદી કોરે છે એ ઠામ મધે પ્રથમ જેસલ ખીમરાજી ભાણજી આણીની પાંતી હતી તે સા. પાસુ ખીમરાજને અગાટ દીધી હતી તે પાસેથી આ મતાંધણીએ આડઆંકે લીધી છે તેનું ખત એજ ગરાશીયાને ઘરેછે તે કામ પડે ત્યારે ધનીકના ધણીને આપવું. જે સલ ખીમરાજી ભાણજીઆણી વાળી પાંતી શીખે ચારે શેડા બંધ ખેતર વટાંતર ધનકના ધણીને માંડી દીધું છે તે ઠામ ધનકનો ધણી માંડયા પ્રમાણે ચોખું વટાંતર ખાય. આ ઠામ નાણાંધણી ઘરે ખેડે અથવા પુરવે તેને ખેડવા આપે તેમાં મતાંધણીનો કીસી બાતે ઉજરં નથી એ લખ્યું બાપના બોલ સોત પાળવું સહી વાંશે શ્રી
રહેછે આ ખત ધણી બે હજુર શ્રી
મધે માંડયું છે.
અત્ર મતું શ્રી સુરજની સાખ.

## જગ્યા ઘાસધરણે માંડવાના દસ્તાવેજનો નમુનો દ.

ાા॥ ૬ા સંવત ના વર્ષે દીને શ્રી
મધે ધનીક નામ લેણા પારસાત ઊધારણીક નામ
પાસે રાસાઈ કોરી અખરે પુરી લેણી
તે મધે ખોરડું ૧ ઓરડા ઓસરી રાંધણીઆં સીખે ઊતરાદે બારણે હદ મજુદ એક ચોગાન હાલચાલ સીખે ઘાસધરણે માંડી દીધુંછે એ કોરીનું બ્યાજ નહીં અને ખોરડાંનો ઘાસ નહીં એ ખોરડું નાણાં ધણી પોતે ભોગવે અથવા પુરવે તેને ભાડે આપે, તેનું ભાડું જે રૂપને

તે નાણાંધણી ખાય. એ ખોરડાંની દિસોની વિગત.—એ ખોરડાંની મોવડ તથા બારણું તથા અગીતનાં નેવાં ઊતરાદી કોર પોતાનાં આંગણાંમાં પડેછે તથા એ ખોરડાંનો કરો ૧ ઊગમણી કોરનો રાજમારગમાં પડેછે તે કરામાં જાળી ૪ તથા વાબારાં ૨ છે તથા એખોરડાની પછીત તથા પછીતનાં નેવાં રાજમારગમાં પડેછે. પછીતમાં જાળી ૪ તથા વાબારાં ૪ તથા ખાળ ૧ છે તથા એ ખોરડાંનો કરો ૧ દખણાદી કોરનો થી મજમુછે એણી રીતે એ ખોરડું દીસો ૪ બંધ હદ મજુદ ચોક ચોગાન હાલ ચાલ સીખે ઘાસ ઘરણે વરસ ૧૦ દસની બંધીએ મતાધણીએ માંડી દીધુંછે. હવેથી એ ખોરડા બાબત પડયા આખડયાની નાની મોટી તથા ચાલતી નળીઆં વળીઆંની તથા સચળામણી તથા ચુના ચેઠ વગેરેની જુણી જાડી જે કાંઈ ખર ખરજાત થાય તે ખોરડાં ઊપર મંડાય અને બંધી ભરાણા પછી કોરી આ ખતની મુદલ તથા ખરખરજાત જે થાય તે સર્વે એકંદર લેખા હિસાબે દોકડા દીધે એ ખોરડું વછુટે. એ ખોરડું મતાંધણીના કેહેવામાં કે અમારા વડીલનું ગોખરૂ બોહારેલછે તેથી ખત કે છાપો છે નહીં. એ ખોરડાં બાબત કોઈ દરદાવો ચબચોચો તુતફિતુર ફીલકાવલ કરે યા કોઈએ ખોરડાં ઊપર લેણું લેખું કાઢી આવે તેને આ મતાંધણી પોતે પોતાને ઘરેથી જવાબ કરે. એ ખત આ મતાંધણીએ ઊપર લખી કોરી રોકડી લઈ પાશે બેસી રાજી ખુશીથી રજા રાજીપે માંડી દીધુંછે તે બાપના બોલ સોત પાળે સહી વાંશે શ્રી ના રેવાશી છે એ ખોરડું શ્રી

મધે કૂબીઆમાં છે.

અત્ર મતું. ૧ શ્રી સુરજની સાખ.

---

## વજેવળતીયાં ઠામના દસ્તાવેજનો નમુનો ૫.

શ્રી સંવત ના વર્ષે

દીને ગામ શ્રી મધે ધનીક નામ

લેણા પારસાત ઉધારણીક નામ

પાસે રાસાઈ કોરી

અખરે કોરી પુરી લેણી તે મધે ખેત્ર

ખંડ ૧ નામે                    ભોમ પ્રાજા                    ને આશરે છે, તે વન્જેવળતીયે માંડી આપ્યું છે તેના શેડાની વિગત—    શેડો પહેલો આથમણે શેડે હજામ                    વાળું ખેતર                    છે, તથા શેડો બીજો દખણાદે શેડે ગામ શ્રી                    ની વાટ છે તથા શેડો ત્રીજો ઊગમણે શેડે ભણસાલી                    નું ખેતર પટેલ                    પ્રથમ ખેડતો હતો તે છે તથા શેડો ચોથો ઉત્તરાદે શેડે લોહાર                    નું ખેતર છે, એ રીતે શેડા ૪ ચાર વચે ગુઢ પોળચ પડી આખડી સરવે વન્જેવળતીયે કરી આપી છે. એ ધરતીની ઊપત ચરોચાર ભોગ-ભાગ લાગોલગમ તણોટ વળોટ પલીપન હાજેરી તથા કામદારી અઢારે હબુબ જે કાંઈ આવે તે નાણાંધણી સંભાળી લેઈ ખતમાં જમે કરે. જ્યારે નાણાંધણીને આ ખતનું લેણું પોચી જાય ત્યારે ઠામ કાળે સેડે છુટે ત્યાંસુધી એ ઠામની ઊપતમાંથી ગરાશીઓ છુટો ૧ ઊપાડે નહીં. એ ઠામમાં કોઈ કિલકાવલ કરે તથા તુતકતુર કરે તેને મતાંદાર ઘરેથી જવાબ કરે, બીજુ ધનિકધણીનું પ્રથમ વ્યાજુ લેણું હતું તેના બમણા પઈસા કરી આ ખત માંડી આપ્યું છે તે બાપના બોલ સોત પાળે સહી વાંશે ગામ શ્રી                    રહેછે.

અત્ર                    મતું                    સાખ શ્રી સુરજની.

## પુળા છુટના દસ્તાવેજનો નમુનો ન.

સંવત                    ના વર્ષે
દિને શ્રી                    મધ્યે ધનીક નામ
                    લેણા પારસાત ઊધરાણીક નામ
                    પાસે રાસાઈ કોરી ૩૫૦૦ અખરે પાંત્રીશસો પુરી લેણી તે મધે મતાં ધણીના ઠામ                    સકૂળ્યાં વરશ ૮ ની બંધીએ હદ મજુદ શીખે પુળા છુટ ભોગવવા માંડી આપ્યાં છે તેના સેડાની વિગત

એ રીતે ઊપર લખ્યા ઠાંમો નાણાંધણીને સ્વાધીન કર્યાંછે એ ઠામની ઉપત ઓછી અદકી નાણાંધણીની છે. સકૂળ્યાં વર્ષ ૮ પુરાં થયે નાણાંધણીએ એ ઠામ મતાંધણીને હવાલે કરવા ને આ ખતનાં નાણાં

ધનીકને પહોંચ્યા ગણાશે. છેલું વર્ષ પુરૂં થએ ધનીકે ખત વાળી નાખવું. આ લેણું કોરી ૧૭૫૦ પ્રથમ હતું તેની વ્યાજ સહીત બમણી કરી કોરી ૩૫૦૦ નું ખત માંડયું છે ને તેમાં નાણાંધણીને ઉપર લખ્યા ઠામ મતાંધણીના આઠ વર્ષની અવધ ઠેરાવી સોંપ્યાં છે બંધી પુરી થયા પછી આ ખતનાં લેણાં બાબત લેવા દેવા નથી. ચોખું પુળા છુટ ઠેરાવી ઠામ સોંપ્યાંછે. વરસ માઠું કરકું થાએ તે દેશા રીતે પાળી દેવું. એ લખ્યું બાપના બોલ સોત પાળવું સહી વાંશે શ્રી ના રહેવાસી

અત્ર મતું તત્ર સાખ

---

# प्रकरण १९ मुं.

## સ્થાવર મિલકતનું અઘાટ વેચાણ.

૭૧૪. જમીન તથા જે મિલકત જમીન સાથે જથુ જડાએલી હોયછે તેને સ્થાવરમિલકત કહેછે, એવી મિલકત બીજા સખ્સપાસેથી નાણાં લઈ તેના બદલામાં તે પાસે વેચવામાં આવે તેને અઘાટ વેચાણ કહેછે. અઘાટ વેચાણ થવાથી જેવું હક મતાંદારનું તેવું ધનીકનું થાયછે. ગરાસ તથા જાએગાના અઘાટ વેચાણના દસ્તાવેજો અથવા ખત શી રીતે લખાયછે તે નમુના **प, फ** થી જાણવું.

૭૧૫. કોઈ પણ મિલકત અઘાટ વેચાયા પેહેલાં અઘાટ વેચનારને મતે બીજા ધનીક પાસે ચિતઠામ અથવા વટાંતર અથવા વજે વળતીયે કે પુળા છુટ માંડેલી હોય તો તે મિલકત જે જે કરારે બીજા ધનીક અથવા ધનીકો ખાતા હોય તે તે કરાર અઘાટ લેનારે પાળી આપવા જોઈએ, અને તે કરારને અનુસરી અઘાટ લેનાર તે ઠામ વછોડાવી શકે; કેમકે મૂળ માલિકનું હક જેવી રીતનું અને જેટલું અઘાટ મંડાયા વખત હોય તે અઘાટ લેનારનું થાયછે અને અઘાટ મંડાયાથી આગળ મૂળ માલિકે તે સંબંધી કરેલા કરારોને કાંઈ હરકત થતી નથી.

૭૧૬. વટાંતરના ધનીકો પાસેથી ખેડુ લોકોએ અથવા ભાડુતે બંધી કરી ઠામ ખેડવા અથવા રેહેવા લીધેલું હોય તોપણ અઘાટ લેનાર તે ઠામ વછોડાવવા જાય તેને ધનીકની કરી આપેલી બંધી આડી આવે નહીં; પરંતુ અઘાટ વેચનારે તે ધનીકને કરી આપેલી બંધી અગાઉ તે ધનીક પઈસા લેતા હોય અથવા ઠામ કોઈ પાસે વટાંતર ન હોય અને ખેડુત કે ભાડુતને અઘાટ વેચનારે પોતેજ બંધી કરી દીધી હોય તો તેટલી બંધીમાં જેટલાં વરસ બાકી હોય તેટલાં વરસ ખેડુત અથવા ભાડુતને અઘાટ લેનારે પાળી દેવાં જોઈએ.

૭૧૭. અઘાટ લીધેલી મિલકત ત્રીજાને ત્યાં ગીરવી હોય તે વછોડાવી લેવા વિશે અઘાટ વેચનારની કરી આપેલી બંધી શિવાય કોઈ પણ મુદત અઘાટ લેનારને પૈસા આપવામાં બંધન કારક નથી. જ્યારે અઘાટ લેનારને અનુકુળ પડે ત્યારે મૂળ મતાંદારની રીતે તે મિલકત છોડાવી શકેછે.

૭૧૮. એકજ ઠામ બે ઠેકાણે અઘાટ વેચાય અને તે તરતમાં બનેલું હોય તો પેહેલા ખતવાળો ઠામ લેવાને અધિકારી થાય. પાછલા દસ્તાવેજ વાળાનો દાવો ઠામ ઉપર ચાલે નહીં; બાકી તેણે પૈસા આપ્યા હોય તો તેનો દાવો વેચનાર ઉપર તે કરી શકેછે. પણ જે બીજા ધનીકનો કબજો અઘાટ ખતની રૂએજ પેહેલો ધનીક જાણી શકે તેવી રીતે લાંબી મુદત સુધી થઈ ગયેલ હોય તો પેહેલા ધનીકનું ખત પેહેલું મંડાયાના કારણથી અઘાટનું હક રેહતું નથી.

૭૧૯. અઘાટના ખતમાં માંડેલો થાલ ચતુ દીશા સહીત લખાયાની રીતછે તો પણ કેટલેક ઠેકાણે લખનારના જ્ઞાનની ખામી વિગેરે કારણોને લીધે દસ્તવેજમાં ઓછી હદ લખાય છે, અથવા બીલકુલ લખેલી હોતી નથી; તેમજ કેટલાક દસ્તાવેજોમાં મતાંદારનું હક હોય તે મોઘમ અઘાટ લખાય છે; પરંતુ તે કારણથી ખરા દસ્તાવેજને હરકત આવતી નથી.

૭૨૦. વેચાણ ખતમાં મતાંદારના માલીકપણાની મૂળ હકીકત

લખાય છે, અને જો તે મિલકત મતાંદારને બીજા પાસેથી આવેલી હોય તો તેના મૂળ ખતો તેણે અઘાટ લેનારને સોંપવાં જોઈએ.

૭૨૧. વેચાણ થએલી મિલકત કોઈ ઠામ અથવા ગરાસનો હિસ્સો હોય ને મૂળ દસ્તાવેજ સાજાં ઠામ અથવા ગરાસના એકજ હોય તો મતાંદાર તે દસ્તાવેજની ખરી નકલ વેચાણ લેનારને આપે છે, અને કામ પડે ત્યારે અસલ દસ્તાવેજ બતાવવાનો લખિતવાર કરાર પણ વેચાણના દસ્તાવેજમાં કરી આપેછે. જો અસલ દસ્તાવેજ ત્રીજા પાસે હોય તો તેના પાસેથી વેચાણ લેનારને એવીજ રીતે કરાવી દેવાની ફરજ સાધારણ નિયમ પ્રમાણે મતાંદાર ઉપર છે. અગર વિશેષ કરાર થયો હોય તો વેચાણ લેનાર પણ મૂળ માલીકને હકે ત્રીજા પાસેથી નકલ તથા કામ પડે અસલ બતાવવાની ખાત્રી માગી શકેછે.

૭૨૨. અઘાટનું વેચાણ નકી થાય; પણ તે વખત રીતીસર દસ્તાવેજ લખવાને ન બની શકે એમ હોય તો વેચાણ થએલી મિલકતનું નામ અને કોરીનો આંક જણાવી કરાર લખાય છે તે દસ્તાવેજને સાટાંચીઠી કહેછે.

૭૨૩. અઘાટની સાટાંચીઠી થયા પછી મતાંધણી અઘાટનું રીતીસર ખત લખી આપવામાં ઉજ્રર કરે તે ચાલે નહીં. ધનીક તે પાસેથી ખત લખાવી લેવાને હકદાર થાયછે. તેમજ મતાંદાર પણ એ કરારનો અમલ કરાવી શકેછે.

૭૨૪. ખત લખાયા પછી જો ધનીક કોરી આપે નહીં તો મતાંદાર પઈસા લઈ શકે અથવા ખત રદ કરાવી શકે; પણ કેટલી મુદત વીત્યા પછી તેનું એ હક ઉત્પન થાયછે તેની કોઈ બાંધેલી મુદત નથી, તો પણ પૈસા આપવા સંબંધી સાધારણ ઢીલ થાયછે તેથી વધારે અવધ વીતવાથી મતાંદાર ખત રદ કરાવી શકેછે.

૭૨૫. અઘાટ થયેલી મિલકતનો વહીવટ અઘાટ લેનાર તરફથી જારી રહેવો જોઈએ. કદાચ તેના તરફથી વહીવટ ન થાય તો પણ પાછળથી અઘાટ વેચનાર માલીક તરીકે તે મિલકતનો વહીવટ

કરી ન જાય તેની તેણે સંભાળ રાખવી જોઈએ કેમકે તેનો લાંબી મુદતનો માલીકની રીતે કબજો હોવાથી અઘાટનો દસ્તાવેજ વગર વહીવટી ગણાયછે, ને એવા દસ્તાવેજથી તે અઘાટ લેનારને કબજા-નો લાભ મળતો નથી.

૭૨૬. અઘાટ માંડેલું ઠામ પાછળથી અજાણમાં બીજા દસ્તા-વેજોની અંદર બીજાં ઠામોની સાથે વટાંતર લખાઈ જાય અથવા અઘાટ મંડાયાથી અગાઉ વટાંતર હોય તેજ ઉપર ધ્યાન રેહેવાથી અઘાટ મંડાયા પછી ગરાશીઆને એજ ઠામ ઉપર બીજા દોકડા દેવાય અને તેના દસ્તાવેજમાં પણ આગળ વટાંતર હોય એવી લખાવટ થાય તો એ ભૂલ ધનીકને આડી આવે છે અને તે ઠામ અઘાટમાંથી સઘાટ થયું કહેવાય છે. જે ઠામ સઘાટ થાયછે તેના વટાંતરની રીતે પૈસા મતાંદાર ચુકાવી તે ઠામ છોડાવી શકેછે.

૭૨૭. અઘાટ ઠામ મતાંદારને નાણાંધણી તરફથી ભોગીતું અથવા સુખડીઆમું ખેડવા અપાય તેથી અઘાટ લેનારના હકને કે અઘાટ ખતને બાધ આવતો નથી.

૭૨૮. મતાંદારે અઘાટ વેચેલું ઠામ અઘાટ લેનારા પાસેથી ખેડવા અથવા રેહેવા ભાડે લીધું હોય છતાં તે વાત છુપાવી તે ઠામ ઉપર ત્રીજા જણ પાસેથી નાણાં લઈ દસ્તાવેજ કરી આપે તોપણ કબજો મતાંદારનોજ હોય અને અઘાટધણીને ભોગ કે સુખડી મળતી હોય ત્યાં લગણ અઘાટ લેનારના હકને બાધ આવતો નથી; પરંતુ જો અઘાટ લેનારનો ભોગનો વહીવટ લાંબી મુદતથી બંધ થયો હોય અને મતાંદારનો પોતાનો કે તેના બીજા ધનીકનો વહીવટ તે ઠામ ભોગવવાનો જારી રહ્યો હોય તો પછી અઘાટ ખત નિર્બળ થાયછે અને હાથ આવેલો કબજો ગરાશીયો છોડતો નથી. ધનીકનો અઘાટ હક કેટલાં વરસથી વહીવટ તુટો હોય તો જાય તેનો મુકરર નિયમ નથી.

૭૨૯. અઘાટના માલિકનું ગૈયાળ જાય, અથવા તે પરદેશ ગયેલો હોય કે કુદરતી નિયમથી તે દિલફેર કે મહારોગી થઈગયો હોય તેથી અઘાટના વહીવટની સંભાળ તેનાથી ન રહી હોય અને

ઠામ મતાંદારે ખેડવા અથવા ભાડે લીધાથી તેના કબજામાં હોય તો તે ઠામ તેણે અઘાટના માલિકને પાછું સોપવું જોઈએ. અને જો મતાંદારે તે ઠામ ઉપર બીજાના પૈસા ઉપાડયા હોય તો તે પૈસા તે મતાંદાર ઉપર અંગાઉ તરીકે રહેછે.

---

## જાએગા અઘાટના દસ્તાવેજનો નમુનો ૫.

॥ સંવત ના વર્ષે દીને

શ્રી મધે ધનીક નામ

લેણા પારસાત ઉધારણીક નામ

પાસે રાસાઈ કોરી ૧૦૦૨ અખરે એક હજાર બે પુરી લેણી તે મધે જાએગા એક ડેલીબંધ ઉગમણે બારણે ઓરડા ઓસરી રાંધણીઆ સહીત હદ મજુદ ચોકચોગાણ હાલચાલ હદ સનદ સીખે અઘાટ હમીરાવાર આગોબારી ચંદ સુરજ લગે કરી માંડી આપીછે, એ જગ્યાની ભરપની વિગત:—

૧ ખોરડાની ભરપ ઓરડા તથા ઓસરી તથા રાંધણીઆં સીખેની.

૩૦ ઉગમણ આથમણ ગજ ૧૫ પંદર.
૨૦ ઉત્તર દખણ ગજ ૧૦ દશ.
૫૦ એ રીતે ગજ ૫૦ થયા તેના ક્ષેત્રફળની ભરપે ગજ થયા તે ભરપે ગજ સર્વે સુતારીઆ છે.

૨ આગણાની ભરપ.

૧૦ ઉગમણ આથમણ ગજ ૫ પાંચ.
૯ ઉત્તર દખણ ગજ ૪॥ સાડાચાર.
૧૯ એ રીતે ગજ ૧૯ થયા તેના ક્ષેત્રફળની ભરપે ગજ થયા તે ભરપે ગજ સર્વે સુતારીઆ છે.

એણી રીતે ગજ ૬૯ એકંદર થયા તેના ક્ષેત્રફળની ભરપે ગજ થયા તે ભરપે ગજ સર્વે સુતારીઆ છે. એ જાએગાની

દીસોની વિગત. એ જાએગાની મોવડ તથા બારણું તથા ભીતના નેવાં ઉગમણાં એ જાએગાના આંગણાંમાં પડેછે, તથા એ જાએગાનો ઉતરાદો કરો તથા તેને લગતી આંગણાની ઉત્તરાદી ભીંત સરાર તેની આંગત છે, તે રાજમારગમાં પડેછે, ને તે કરામાં જાળી ૨ તથા ખાળ ૧ છે, તથા એ જાએગાની પછીત તથા પછીતનાં નેવાં આથમણી કોર રાજમારગમાં પડેછે, ને તે પછીતમાં જાળી ૪ તથા ખાળ ૧ છે, તથા એ જગ્યાનો કરો એક તથા આંગણાની ભીંત દખણાદી કોરની વાળી જાએગાના કરા તથા ભીંતથી મજમુ છે, તથા એ જાએગાની ડેલી ઉગમણી મોહાડે છે તે ગલીની ચાલમાં પડેછે. એણી રીતે ઉપર લખી જાએગા દીસા ૪ બંધ હદ મજુદ ચોકચોગાન હાલ ચાલે હદસનદ સીખે અઘાટ હમીરાવાર આગો બારી ચંદ્ર સુરજ લગે કરી આ મતાંધણીએ આ નાણાંધણીને માંડી દીધીછે, હવેથી એ જાએગા ડેલીબંધ જાણે, અને આ નાણાંધણી જાણે. હવેથી એ જાએગા ડેલીબંધ ઉપર આ નાણાંધણી પુરવે તેવડી ખરાજાત તથા અબારત કરે તેમાં આ મતાંધણીને લેવા દેવા નથી. ચોખા અભરામ ન દાવા ન લેણાં છે, એ જાએગા બાબતના દસ્તાવેજ આ મતાંધણી પાસે હતા તે આ નાણાં ધણીને હવાલે કીધાછે તેની વિગત.

૧ ખત ૧ અઘાટનું સંવત ૧૮૩૫ ના વૈસાક સુદ ૭ ના રોજનું કોરી ૫૦૦ નું આ મતાંધણીના વડીલના નામનું.

૧ છાપો ૧ મહારાઓ શ્રી રાએધણજીની વારનો સંવત ૧૮૩૫ ના જેઠ સુદ ૩ ના રોજનો આ મતાંધણીના વડીલના નામનો.

એ રીતે ઉપર લખ્યા દસ્તાવેજ ઉપર લખી જાએગા બાબતના આ નાણાંધણીને હવાલે કીધાછે આ અઘાટના ખતની કોરી દીધાની વિગત.

૭૦૦ એ જાએગાઉપર
ની લેણી હતી. તેને મતાંધણી મારફત ચુકાવી તેનું ખત લઈ આ ધનીક ધણીને સોપ્યુંછે.

૩૦૦ આ મતાંધણીએ પોતે આજરોજે રોકડી લીધી.
૨ આ ખતની લખામણીની.
૧૦૦૨ એ રીતે કોરી ૧૦૦૨ અખરે એક હજાર બે આ
તાંધણીને પોચ થઈ તે મતાંધણીએ રજુ કરી તેનું આ ખત મતાં-
ધણીએ પાસે બેસી રાજી ખુશીથી રજા રાજીપે અઘાટ હમીરાવારનું
માંડી દીધુંછે. એ બાબત કોઈ દરદાવો કે ચબ ચોચો કે તુતકતુર
કે કીલકાવલ કરે તેને આ મતાંધણી પોતે પોતાને ઘેરથી જવાબ કરે.
એ લખ્યું બાપના બોલ સોત પાળે સહી. વાંશે શ્રી રહેછે
તે જએગા શ્રી અને કળીઆમાં છે.
અત્ર મતું. સાખ શ્રી સુરજની.

---

## ગરાસ અઘાટના દસ્તાવેજનો નમુનો ફ.

સંવત ના વર્ષે દીને ગામ શ્રી
મધે ધનીક નામ લેણાં પારસાત ઉધરા-
ણીક નામ પાસે રાસાઈ કોરી
અખરે પુરી લેણી તે મધે ખેતર ખંડ ૧ નામે
ભોમ પ્રાજા ને આસરે કટકી સીખેછે તે વાઘબુટાં ઘડાચાસ
ભોગ તથા તળોટ વળોટ લીછ ઢળાંમણી માગણી પુરો પથારો ગુઢ
પોળચ પડી આખડી ઝાડ બીડ વણવેડા હાલચાલ હદ મજુદ
આતાળ પાતાળ અઢારે હબુબ સુધાં આ નાણાંધણીને ચોખું અઘાટ
હમીરાવાર માંડી આપ્યુંછે તેના સેડા સંધાની વિગત છે. ખેતર
કઠકી ૧ નામે વાળી ઈજ મતાંધણીને મતે
પાસે વટાંતર છે તથા ખેતર નામે મતાંધણીને મતે
પાસે વટાંતર છે તે ઠામ બેને ઉગમણે સેડ છે તથા
વોકળાને ઉતરાદે તથા આથમણે કાંધિ છે તથા ગામ થી
ગામ દીસો રાજમારગ જાયછે તે મારગની દખણાદી
કોરે છે એ રીતે ખેતર ખંડ ૧ નામે કટકી શીખે ભોમ
પ્રાજા ને આસરે છે તે સેડા ચારેબંધ અઢારે હબુબ સુધાં જ્યાં
લગી ચંદ્ર સુરજ ઉગે ત્યાં લગી આગોબારી ચોખું અઘાટ હમીરા-
વાર કરી માંડી આપ્યુંછે તે માંડયા પ્રમાણે ધનીકનો ધણી ચોખું

અઘાટ હમીરાવાર ખાય. બીજું એ ઠામ બાબત કોઈ કચકાવવ કરે તેને આ મતાંધણી પુત્રપુત્રાદીક ઘરેથી જવાબ કરે. આ ખત માંડયું તેની કોરી લીધાની વિગત છે. ઈજ ઠામ પ્રથમ
શ્રી વાળા પાસે વટાંતર હતું તે પાસેથી આ ધનીકના ધણીને આડે આંકે છેડા છુટ આવેલ તે વટાંતરનાં ખત તથા બાંધાની ખરાજાત સીખે એકંદર કોરી આજ દીન સુધી થઈ તે તથા આ ધનીકના ધણી પાસેથી વ્યાજુ કોરી લીધેલ તેમાં ખત વ્યાજુ માંડેલ તે ખતની વ્યાજ શીખે એકંદર કોરી થઈ એણીરીતે જમલે કોરી આ ધનકના ધણીની આજ દીન સુધી લેણી થઈ તે તથા કોરી આજ દીને મતાંધણીએ રોકડી લીધીછે તથા કોરી ૨ ઈ ખતની લખામણીની એવીરીતે જમલે કોરી અખરે કોરી એકંદર થઈ તેમાં ખેતર નામે કટકી શીખે ચોખું અઘાટ હમીરાવાર માંડી આપ્યું છે. તે માંડયા પ્રમાણે ધનીકનો ધણી ચોખું અઘાટ હમીરાવાર ખાય તેમાં મતાંધણીનું કીસી વાતે લેવું દેવું નથી. ઈ ખેતર ગામ શ્રી ની આથમણી સીમે છે. આ ખત મતાંધણીએ પોતે પોતાની રાજીખુશીથી અકલ હુશીઆરીથી કોરી રોકડી લઈ અઘાટ હમીરાવારનું માંડી આપ્યુંછે તે બાપના બોલ સોત પાળવું સહી. વાંસે શ્રી રહેછે. આ ખત ધણી બે હજુર માંડયું છે.
અત્ર મતું. સાંખ શ્રી સુરજની.

---

## प्रकरण २० मुं.

### અવધ અઘાટ અથવા અવધ વેચાણ.

૭૩૦. કોઈ માલીક પોતાની સ્થાવર અથવા જંગમ મિલકત ધનીક પાસે ચીતઠામ અથવા ગીરવી મુકતી વખતે એવી સરતથી બંધાયલો હોય કે તે મિલકત ઉપર કરજે લીધેલા પૈસા અમુક દીવસે ધનીકને પાછા આપવા, અગર તે મુદતે પૈસા ન અપાય તો તે કરજમાં ચીતઠામ અથવા ગીરવી રાખેલી મિલકત ઉપરથી તેનું માલીકી હક ઉઠી જઈ ધનીકનું થાય તો, તેને સ્થાવર મિલકત ઉપરની લેવદે-

વમાં અવધ અઘાટ અને જંગમ મિલકત ઉપરની લેવદેવમાં અવધ વેચાણ કહેછે.

૭૩૧. અવધ અઘાટ અથવા અવધ વેચાણના દસ્તાવેજમાં પૈસા આપવાની જે મુદત મુકરર કરી હોય તે મુદતને દીવસ અથવા તે પેહેલાં જો મતાંદાર ધનીકને પૈસા ચુકાવી આપે તો તે પૈસામાં માંડેલી મિલકત ઉપર મતાંદારનું હક કાયમ રહેછે. જો તે મુદત સુધી તેનાથી પૈસા અપાય નહીં તો સદરહુ કરારના દસ્તાવેજથીજ આપેલા કરજના બદલામાં માંડેલી મિલકત ઉપર મુદત વીતે ધનીકનું માલકી હક થાયછે, અને તેનો નવો દસ્તાવેજ ધનીકને મતાંદાર પાસેથી કરાવી લેવાનું જરૂર રેહેતું નથી, અને તે મિલકતને અઘાટ વેચાણના સર્વે નિયમો લાગુ પડેછે.

૭૩૨. દસ્તાવેજમાં લખી મુદતે ધનીકને મતાંદાર પાસે ઉઘરાણી કરવા જવું પડતું નથી. મતાંદારે યાદ રાખી બરાબર તે તારીખે પૈસા આપવા જોઈએ.

૭૩૩. ચીતઠામ અથવા ગીરવી માંડેલી મિલકત ઉપર ધનીકના ખોભરાતા પૈસા મુકરર થયેલી તારીખે મતાંદાર ધનીકને દેવા જાય અને ધનીક લે નહીં તો મતાંદારે એવા સાક્ષી રાખવા જોઈએ કે, "તેજ મુદતે અને તેનાં મતાંના દસ્તાવેજના પુરા પૈસા મતાંદાર દેવા આવ્યો હતો અને ધનીકે લીધા નહી" તો સદરહુ મુદત વ્યંતીત થઈ ગઈ હોય તોપણ તે મિલકત ઉપરથી મતાંદારનું હક રદ થતું નથી, અને ધનીકે તેના પૈસા લેવા જોઈએ.

૭૩૪. મુકરર કરેલી તારીખે મતાંદાર તેના મતાંના દસ્તાવેજમાં લખ્યાથી ઓછા પૈસા લઈ ધનીકને દેવા જાય અને તેથી ધનીક લે નહીં તો મતાંદારના કસુરથી તારીખ વ્યતીત થાય તેનું પરીણામ મતાંદારે ભોગવવું પડેછે; પણ તે પૈસા પુરા હોય, માત્ર વાડના દસ્તાવેજના પૈસાની કે બીજી કોઈ એવી તકરાર પડવાથી ધનીક પૈસા લે નહીં તો તારીખ વીત્યાનો બાધ મતાંદારને નડતો નથી; કેમકે જે વસ્તુ છોડાવવાની છે તે ઉપર લીધેલા પૈસા પુરા ચુકવવામાં તેનું કસુર ન હતું.

૭૩૫. નીમેલી તારીખે ધનીક બાહારગામે ગયો હોય તો મતાદારે નાણાં આપવા ધનીકને ઘેર અથવા વખારે અથવા જ્યાંહાં તેનું હમેશ રેહેવું થતું હોય ત્યાં જવું. ધનીકના તરફથી પૈસા લેનાર કોઈ મુખત્યાર ન હોય તો તેના સાક્ષી રાખવા, અથવા અગાઉથી તેને લખી ખબર દેવી જોઈએ. એ પ્રમાણે વખત ઉપર નાણાં દેવા ગયા છતાં ધનીકની ગેરહાજરીથી મુદત વીતી જાય તો મતાંદારને મુદત વીત્યાનો બાધ આવે નહીં, અને મુદત વીત્યા પછી પણ લેણદારે પૈસા લેવા જોઈએ.

૭૩૬. અવધ અઘાટ બાબત સંવત ૧૯૧૪ ના માગસર સુદ ૧૫ નંબર ૫૮૮ વાળા હુકમથી જાહેરનામું થયુંછે તેમાં કલમ ૪ થી નીચેપ્રમાણે છે.

"૪ આ કચ્છ દેશમાં કોઈ ગરાશીયાને પઈસાનો ખપ પડતાં વ્યાજુ પઈસા લેછે તેમાં અવધ લખી આપેછે જે ફલાણે દહાડે પઈસા ન અપાય તો મારો ગરાશ ધનીક ધણી અઘાટ હમીરાવાર ખાય તે કદી દૈવજોગે મુદતસર પૈસા ન દઈ શકાય ને ગરાશમાં વધારે કિંમત હોય તો પણ તે ગરાશ અવધ લખવાના સબબથી ફરી તેને મળતો નથી એહવો સીરસ્તો આ દેશમાં ચાલેછે. તે ગરીબ માણસોના હકમાં ઘણો નુકસાન ભરેલોછે વાસ્તે હવેથી આંટ અઘાટ યાને અવધ અઘાટ લખવાની ચાલ બંધ કરજો."

---

# प्रकरण २१ मुं.

## ગરાસને લગતા શબ્દોની વ્યાખ્યા, તથા સાધારણ સમજણ.

૭૩૭. જમીન ખેડવાના હકને બુટાં કહેછે, અને જમીનની પેદાશમાં બુટાંનું હક તેને ધોરી ભાગ કહેછે બુટાંને ચાસ અથવા પોગલી પણ કહેછે.

૭૩૮. જમીનની માલીકીના હકને ભોગ અથવા રાજભોગ કહેછે, અને જે ઉપર ખેડ થવાની તે જમીનને ધડો કહેછે.

૭૩૯. જમીનના ભાગ કરી કડકા કર્યા વિના આખી જમીનનો કાંઈ ભાગ અથવા હિસ્સો ગરાશીઓ ધનીકને માંડી આપે અથવા પોતાનો આજી રાખે તેને લિછ કહેછે. એવી લિછનો વહીવટ સાજા ઠામથી જુદો પડી શકતો નથી.

૭૪૦. ગરાશીઓ ધનીકને જમીન માંડી આપતાં ધાન્ય અથવા રોકડ દર વરષે પોતાને ધનીક તરફથી મળવાનો કરાર કરાવી લેછે, તેને ગરાશીઆનો બાબ કહેછે.

૭૪૧. વાગનો શબ્દાર્થ લગામ છે તેથી દસ્તાવેજમાં ધનીક અથવા મતાંદારમાંથી જેની વાગ લખી હોય તેના હાથમાં જમીનની લગામ રહેછે, એટલે ખેડાવવા તથા પોંખાવવાનું હક તેનું રહેછે, એ "વાગ" શબ્દની સાથે બીજો "રાગ" એવો શબ્દ જોડલો હોયછે તેનો લાક્ષણીક અર્થ સમરાવવું એવો થાયછે, અને ખાતર પુંજો નાખવાનો તથા બાંધા બંધાવવા વગેરેનો સમાસ થાએછે, તે પણ વાગની સાથે સંબંધ રાખેછે તેથી હમેશાં જેની વાગ તેની રાગ હોવાથી બંને શબ્દ સાથે લખાએછે.

૭૪૨. દસ્તાવેજમાં પઈ લઈ છેલો રાંગો લખવામાં આવેછે તેનો અર્થ એવો છે કે ચાર દિશાની હદ અથવા સેડાની અંદર ધનીકને જમીન માંડી આપવામાં આવેછે, તેમાં જે જમીન વગર ખેડેલી તથા ખેડવાને લાયક ન હોય તેવી પડી હોય તે તથા વરસાદના પાણીથી તેમાં વોકળા પડી ગયા હોય તે સાથે આવી જાયછે.

૭૪૩. વાડીના દસ્તવેજમાં આતાળ પાતાળ લખાએછે તે પાણી સાથે સંબંધ રાખેછે.

૭૪૪. ખેતરના બુટાંનો હકદાર બીજા ખેડુને તે ખેતર ખેડવા આપી તે પાસેથી બુટાંના ધણીપણાનું હક લેછે, તેને બુટાંની કસર અથવા સાંથ અથવા પોગલી કહેછે, અને વાડીનાં બુટાની કસરને થાવું અથવા પરડું કહેછે,

૭૪૫. જમીન ખેડી તૈયાર કરવા, તેમા મોલ વાવવા, તેને ઉછેરી મોટાં કરવા, તથા તે પાકે ત્યારે તેને કાપી ખળાંમાં લાવી સાફ કરવાનું ખરચ ખુંટાંધની અથવા તેના તરફથી ખેડનાર ખેડુ કરેછે; ભોગના ધણીને તે ખરચમાં કાંઈ દેવું પડતું નથી.

૭૪૬. જમીનની કુલ પેદાસને સભોગી પેદાસ કહેછે.

૭૪૭. કોઈ ખેડુત જમીનના ધણી પાસેથી જમીન ખેડવા લે અને તેની વાર્ષિક ઉધડ રકમ ભોગના બદલામાં આપવી ઠેરાવે તેને સુખડી કહેછે.

૭૪૮. દસ્તાવેજમાં અઢારે હબુબ લખાએછે તેનો અર્થ બધી બાબતો એટલે સર્વ જાતની ઉપજ એવો થાએછે.

૭૪૯. લિછની પેદાસ ખાનાર ગરાશીઆ અથવા તેના લખી દેવાથી ધનીકને ચરામાંથી ભાગ મળતો નથી. બાકી કુલ સભોગી પેદાશમાંથી સવાઈયા બાદ કરી બાકી પેદાશમાંથી જેવો ભાગ હોય તે પ્રમાણે મળે છે., ને કેટલેક ગામે સવાઈયા બાદ થતા નથી.

૭૫૦. ખુંટાનો હકદાર પ્રથમથી ઠેર્યાપ્રમાણે ભાગ લેછે અને ચરામાંથી હીસ્સો લેવા વીશે જુદી જુદી રીત છે. એટલે ઘણી જગાએ ચરામાંથી ભોગ ખુંટાવાલો લે છે અને કોઈ જગાએ નથી લેતો. તેમજ ઘણી જગોએ ભોગવાલા નથી લેતા ને કોઈ જગાએ લે પણ છે.

૭૫૧. ભોગના હકદારને ભોગનો ભાગ ઠેરાવ પ્રમાણે મળેછે, તે શીવાએ જમીનની માલેકી હકના બાબોનું ધાન, વહીવટ અથવા ઠેરાવ પ્રમાણે ખુટાં તથા ભોગની સવેચ ઉપજ એટલે એકંદર કુલ પેદાશમાંથી ભોગના ધણીને મળેછે. જમીનની માલેકી હકના બાબો સવેચમાંથી કહાડવા સારૂ ભોગ લેવા વખતે જમીનનો માલિક અથવા તેના તરફથી ખાનાર ધનીક થોડું ધાન મન્જુમાંથી છેવટ ભરાયા વિના મુકેછે તેને પડથર કહેછે; તે પડથરમાંથી ભોગના ધણીના બાબો લેવાએ છે. કેટલેક ઠેકાણે પડથર ઠેરાવ પ્રમાણે મુકાએ છે, અને ભોગના ધણીના બાબો ખુટાંનો ધણી પોતાના ભાગમાંથી આપેછે.

૭૫૨. ખુટાં તથા ભોગના માલિકી હક અલગ અલગ હોએ તો ભોગનો ભાગ હમેશથી હોએ તે પ્રમાણે ભોગના ધણીને મળેછે તેમાં વધારો થૈ શકતો નથી; પણ કોઈને લેવા કણબીની રીતે ભોગ ખુટાંના માલીકે અથવા ધનીકે ખેડવા આપેલ હોય તો તેને એ વાત લાગુ પડતી નથી.

૭૫૩. ભોગ તથા ખુટાં એકજ ધણીના હોએ ને તેણે કોઈ ખેડુતને તે ઠામ ખેડવા આપ્યું હોએ તો ત બંનેના વચમાં જેવો ઠેરાવ હોએ તે પ્રમાણે આપવાને ખેડુત બંધાએલો છે.

૭૫૪. મોલ પાકવા પછી વાઢવા લાયક થાએ ત્યારથી તે ભોગ ભરાય ત્યાંસુધી ધાંન કાઢવામાં જે જે કરવું પડેછે. તેમાં ખેડુતે ભોગ ધણીની રજા લેવી જોઈએ, જો ભોગધણી તેની દેખરેખ સારૂ માણસ મોકલે તો તે મોકલવા તેનું હક છે. એ માણસને ઉપરી કહેછે. ઉપરીને ખેડુતે રીવાજ પ્રમાણે ભોગ ભરાયા સુધી ખાવા આપવું જોઈએ.

૭૫૫. ધાંન વગેરે પેદાશનાં ખળાં તઈયાર થાય ત્યારે તે ભરી તોળી પોતાનું હક પેહેલું લેછે.

૭૫૬. જોડ પડેલી જમીન કોઈ ખેડુતને ખેડવા અપાએ તો તેને પેહેલાં ઊંચો ભાગ કરી અપાએછે; ને પછી વરસો વરસ તે ભાગ ઉતરતો જાયછે, તે છેવટ ગામ ચાલ પ્રમાણે અથવા ઠેરાવ પ્રમાણે ભાગ થાએ ત્યારે ભાગ ઉતરતો બંધ પડેછે. જોડ ભાગ પાળવાના કરારનો કેટલાક લોકો ખેડુતને દસ્તાવેજ કરી આપેછે. જ્યાંહાંસુધી હરસાલ ભાગ ઉતરતો જાયછે ત્યાંહાંસુધી તેને જોડ ભાગ કહેછે; અને જેટલા ભાગ ઓછા થાય તેને ગુણ કહેછે. કેટલેક ઠેકાણે જોડની મેહેનતમાં પેહેલું વરસ પસા પાળી દેવામાં આવેછે ને પછી પોલચ (ખેડવાણ) ખેત્રની રીતે ગામ ચાલ પ્રમાણે ભોગ લેવાયછે.

૭૫૭. ખેડુતને ઠામ ખેડવા આપ્યું હોય તેને ઠામના ધણીએ ખેડવાની મને મોલ લેવાઈ રહેતાં તરતજ અથવા કાલિશેડે કહી હોય

છતાં તે ઠામ ખેડે અથવા તેમાં વાવેતર કરે ને ઠામનો ધણી તે પાસેથી ઠામ લૈ લે તો ખેડુતનો પોહેરા સંબંધી દાવો ચાલે નહી. બાકી તેણે વાવેલાં બીજની કિમત અપાવવા લાયક હોય તો ઠામના ધણી પાસેથી વરતી અપાવાયછે.

૭૫૮. જે ખેડુતને ઠામ ખેડવા આપ્યું હોય તેને નવી મોસમની શરૂઆતમાંજ ઠામના ધણીએ ખેડવાની મંને કરી ન હોય અને ખેડુએ તે ઠામ ખેડી તૈયાર કરી તેમાં વાવેતર કર્યું હોય તો તે વાવેતરની પેદાસ આવી રહ્યા સુધી ઠામના ધણીથી તે ઠામ ખેડુતપાસેથી લૈ શકાય નહીં.

---

# प्रकरण २२ मुं.

## દસ્તાવેજ.

૭૫૯. બે પક્ષકાર આપસમાં લેણદેણ તથા કોઈ પણ જાતનો કરાર કરેછે તે ખત અથવા લખતના આકારમાં લખાએ છે.

૭૬૦. જે દસ્તાવેજમાં પેહેલાં મિતિ અને પછી લખી લેનાર અને લખી દેનારનાં અનુક્રમે નામ તે પાછળ કરારનો મજકુર લખી તે નીચે ડાબી બાજુ તરફ લખી આપનારની સહી (જેને મતું કહેછે) અને જમણી બાજુ ત્રાયત લોકોની સાક્ષી થાએછે, ને તે નીચે દસ્તાવેજના લખનાર પોતાનું નામ કરેછે તેને ખત કહેછે. ખત ઘણુંકરી ત્રાયતને હાથે લખાવાની ચાલછે. ચિતઠામ, વટાંતર અથવા ઘાસધરણે, વજે વળતીઆં, પુણા છુટ અને અધાંટના દસ્તાવેજો ખતના આકારમાં લખાએછે; તથા કેટલીક વખત અંગાઉ લેહેણાના દસ્તાવેજો પણ તેજ આકારમાં લખાએ છે.

૭૬૧. જે દસ્તાવેજની શીરૂઆતમાં લખી દેનારનું નામ અને પછી તે જેને લખી આપતો હોય તેનું નામ અને લખી આપવાનો મજકુર અને મિતિ લખી છેવટ લખી આપનારની સહી કરેલી હોયછે તેને લખત કહેછે. બે પક્ષકાર વચેના દરેક કરાર જેવી કે સાટાં-

ચીઠી, ભાડાંચીઠી અને ફારકતી વગેરે લખતના આકારમાં લખાયછે. જો લખનાર લખી જાણતો હોય તો ઘણુંકરી તેને પોતાને હાથે એ જાતનો દસ્તાવેજ લખેલો હોયછે અને તેમાં ત્રાયતની સાક્ષી હોવી જોઈએ, એવો કાંઇ મુકરર નિયમ નથી.

૭૬૨. ખત બે જાતનાં લખાયછે. એક નામજોગનું, બીજું કોઠાલું. એ કોઠાલાં ખતને કચ્છી ભાષામાં ખડકીઆલું પણ કહેછે. જે ખતમાં લેણદારનું નામ લખેલું હોયછે તેને નામજોગ ખત કહેછે. જેમાં લેણદારનું નામ લખાતું નથી અને તેના નામની જગ્યા ખાલી મુકી દેવામાં આવેછે તેને કોઠાલું ખત કહેછે.

૭૬૩. એકના કબજાનાં કોઠાલાં ખત ઉપર બીજો સખ્સ પોતાનું કહી દાવો કરે અથવા તે તેનું નથી એમ તકરાર કરે તો તે સાબીત કરવાનો બોજો દાવો કરનાર ઉપર રહેછે; કેમકે કોઠાલું ખત જેના હાથમાં હોય તેનું હોવાનો સંભવ થાયછે.

૭૬૪. નામજોગનું ખત બીજા ધનીકના હાથમાં હોય તો તે બીજા ધનીક તે ખત પોતાના હાથમાં જે રીતે આવ્યું હોય તેનો પુરાવો બતાવવો જોઈએ; કેમકે એકનું ખત બીજાપાસે આવવાને આધાર વિના સંભવ થતો નથી.

૭૬૫. એકના મતાનો દસ્તાવેજ બીજાપાસે પૈસામાં ગીરવી રાખવામાં આવેછે ત્યારે ગીરવી મુકનાર દસ્તાવેજ લખી આપેછે તેને ચાંપણીઊં કહેછે.

૭૬૬. સ્થાવર મિલકતના દસ્તાવેજોમાં ચતુર્દિશા લખવાની ચાલ છે તેથી એવી જાતની મિલકતની તકરારમાં પક્ષકાર જ્યારે તકરારી મિલકત સંબંધી માલકીનો પુરાવો તેની પડોસની મિલકતના દસ્તાવેજમાંથી બતાવેછે ત્યારે સામાવાળો કદાચ જુનો કબજાદાર હોય તોપણ તેને તેના કબજા વિશે પુછી શકાયછે, તોપણ એ પુરાવો સંપૂર્ણ ગણાતો નથી; કેમકે કેટલીક વખત પડોશીઓના દસ્તાવેજમાં લખી ચતુરદિશાને અંદર મૂળ માલીકને બદલે તેના રાખેલા ભાડુત અથવા ખેડુત કે વટાંતર ધનીકના નામથી પણ પડોશની મિલકત લખેલી હોયછે.

૭૬૭. અઘાટ શિવાયના દેણદારના મતાંનાં ખતો લેણદારને તેનું લેણું પોચી જાય એટલે દેણદારની સમક્ષ ઉભાં લીટાં દૈ વાળી નાંખવામાં આવેછે અને તે વાળેલો દસ્તાવેજ મતાંદારને સોંપી દેવામાં આવેછે. અગર તેમ કરવામાં ન આવે તો તે દસ્તાવેજ ધનીક પાસેજ રહેછે પણ તેથી દેણદારને કાંઈ હરકત આવતી નથી.

૭૬૮. લેહેણદારને લેણું પોહોચી ગયા છતાં દેણદારે ખત વાળવાનો ભરોસો લેણદાર ઉપર રાખ્યાથી લેણદાર પાસે ખત વાળ્યાવિના પણ રહી જાયછે. મગર દેણદારની એ ગફલતને લીધે લેણદારને લેહેણું પોહોચી ગયું એમ સાબીત કરવાનો બોજો દેણદાર ઉપર રહેછે; કેમંકે ખત ઉભું છે એટલે લેણું નથી પોહોચ્યું એમ સંભવ થાયછે.

૭૬૯. દેણદારના ભરોસાથી લેણદાર પૈસા પોહોચ્યા અગાઉ ખત વાળી નાંખે તો લેહેણું પોહોચ્યા વિના ખત વાળ્યું છે એમ સાબીત કરવાનો બોજો લેણદાર ઉપર રેહેછે કેમંકે ખત વાળ્યું એટલે લેણું પોહોચી ગયું એમ સંભવ થાયછે.

૭૭૦. ઠામસર લેવદેવમાં તે ઠામના જેટલા દસ્તાવેજો દેણદારે લેણદારને સોંપ્યા હોય તે લેણદારનું લેણું ભરાઈ જાય ત્યારે લેણદારે દેણદારને પાછા આપવા જોઈએ.